# સાર્ત્રનો અસ્તિત્વવાદ


લેખક

મધુસૂદન વિ. બક્ષી

મનોવિજ્ઞાન-વિભાગના અધ્યક્ષ

સિટી આર્ટ્સ કૉલેજ

અમદાવાદ


અધ્યાપક પુરુષોત્તમ ગણેશ માવળંકર
તરફથી સપ્રેમ ભેટ.
અમદાવાદ. તા. ૧૮/૩/૫૮


સન્નિષ્ઠ પ્રકાશન

માવળંકર હવેલી • ભદ્ર

અમદાવાદ-૧

પ્રથમ આવૃત્તિ
૭૫૦ નકલ

પ્રકાશન:
તા. ૧૫ જૂન ૧૯૬૭

કિંમત : ત્રણ રૂપિયા



પ્રકાશક :
સંનિષ્ઠ પ્રકાશન વતી
પૂર્ણિમા પુરુષોત્તમ માવળંકર
માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ ૧

મુદ્રક :
બચુભાઈ રાવત
કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર
અમદાવાદ-૧

# લેખકનું નિવેદન

'સન્નિષ્ઠ પ્રકાશન'ના ઉપક્રમે આ પુસ્તક પ્રસિદ્ધ કરવા બદલ હું આચાર્ય શ્રી પુરુષોત્તમ માવળંકરનો ઘણો ઋણી છું. અસ્તિત્વવાદ વિશે 'અભ્યાસ'માં લેખો લખવા માટે એમણે મને ઘણું પ્રોત્સાહન આપ્યું છે. તેમના સદ્‌ભાવથી જ સાર્ત્ર વિશે આ પ્રકારનો નિબંધ લખવાની મને પ્રેરણા મળી છે. વિદ્યાક્ષેત્રે વિવિધ રીતે પ્રવૃત્ત બનેલા શ્રી પુરુષોત્તમભાઈ ગુજરાતનું 'વિદ્યાતપ' વધારવામા કાર્યરત છે એ આપણા સહુ માટે ગર્વનો વિષય છે.

મારા અધ્યાપકમિત્રો સર્વશ્રી લાભશકર ઠાકર, સુભાષ શાહ, ભોળાભાઈ પટેલ, સિંધ અને પ્રોફે. વી. જે. ત્રિવેદી પાસેથી અસ્તિત્વવાદ વિશેની ચર્ચાઓમાં વિવિધ રીતે ઘણું પ્રોત્સાહન અને માર્ગદર્શન મળ્યું છે. પ્રોફે. દિનેશ કોઠારીએ આ પુસ્તકનો કેટલોક ભાગ વાચીને મને જરૂરી સૂચનો કર્યાં છે. તેમ જ મૂળ લખાણ કાળજીપૂર્વક વાંચીને ભાષા અને રજૂઆત અંગે કીમતી સૂચનો મારા મિત્ર અધ્યાપક શ્રી હેમન્ત દેસાઈએ કર્યાં છે. આ પુસ્તકનાં સામગ્રી, આયોજન અને શૈલી વિશે પ્રોફે. દિગીશ મહેતાએ કેટલાંક સૂચનો કર્યાં છે નાગપુર યુનિવર્સિટીના પ્રોફે. કુલકર્ણીએ સાર્ત્રના ચેતનાના સિદ્ધાતની કેટલીક મર્યાદાઓ દર્શાવી છે. પ્રિન્સિપાલ એ. એચ. વોરાએ સાર્ત્રના 'નિષેધ'ના ખ્યાલોમા રહેલી ગૂંચવણો પ્રત્યે નિર્દેશ કર્યો છે. સાર્ત્રના નીતિશાસ્ત્રમા 'મૂલ્ય'ના પ્રશ્નમાં રહેલી કેટલીક મર્યાદાઓ પ્રિન્સિપાલ જે. સી. ત્રિવેદીએ દર્શાવી છે. આ મિત્રો સાથેની ચર્ચાઓમા ઘણી મનનીય વિચારસામગ્રી મને પ્રાપ્ત થઈ છે. અલબત્ત આ કૃતિની જે કાંઈ નબળાઈઓ અને ત્રુટિઓ રહી જવા પામી હોય તેની જવાબદારી મારી જ છે.

સાર્ત્ર ઉપરનાં જે અંગ્રેજી પુસ્તકોનો ઉપયોગ કર્યો છે તેની યાદી અંતમાં આપી છે. સાર્ત્રની વિચારધારાનાં મુખ્ય પાસાંઓનો માત્ર પરિચય કરાવવાનો હેતુ અહીં છે. આ પ્રયાસ કેટલો સફળ થયો છે તે તો વાચકો જ કહી શકે.

અમદાવાદ
તા. ૧ જૂન ૧૯૬૩ | મધુસૂદન વિ. બક્ષી

•

## ક્રમ



•

# ૧. અસ્તિત્વવાદનો પરિચય

જીવ, જગત અને ઈશ્વર વિષેનુ ચિંતન એટલે તત્ત્વજ્ઞાન એવી સામાન્ય સમજ પ્રવર્તે છે. તત્ત્વજ્ઞાનના અનેક સંપ્રદાયો વિવિધ દૃષ્ટિબિંદુથી આ પ્રશ્નો વિષે વિચારે છે ઇન્દ્રિયોથી જાણી શકાતા વિશ્વ કરતા બ્રહ્માંડમા કંઈક વિશેષ તત્ત્વ કે તત્ત્વો અસ્તિત્વમા છે તેની પારગામી દૃષ્ટિ ઘણા તત્ત્વચિંતકોના ચિંતનમા પાયારૂપ છે એક દૃષ્ટિએ તમામ તત્ત્વજ્ઞાન અસ્તિત્વવાદી જ હોય છે કારણ કે જીવ, જગત અને ઈશ્વર અથવા પરમ તત્ત્વના અસ્તિત્વની વિચારણા કોઈ પણ તત્ત્વજ્ઞાનમા અનિવાર્ય છે. 'અસ્તિત્વ'નો અર્થ આ સંદર્ભમા વિશાળ છે પરતુ કેટલીક વાર 'સત્ત્વ' (Essence) અને 'અસ્તિત્વ'(Existence)ને જુદા પાડવામા આવે છે ગ્રીક તત્ત્વચિંતનમા, કોઈ પણ વસ્તુઓના એક વર્ગના સામાન્ય લક્ષણોનો અલગ રીતે વિચાર કરીને તેના 'સત્ત્વ'નો ખ્યાલ કરવામા જ બુદ્ધિનું મૂળ કાર્ય છે તેમ માનવામા આવતું દા ત, બધા મનુષ્યોમા સમાન એવા લક્ષણો જુદા તારવીને 'બુદ્ધિશાળી પ્રાણી' એવી મનુષ્યની વ્યાખ્યા બાધવામા આવી આ જ રીતે આવશ્યક લક્ષણો અને આક સ્મિક લક્ષણો જુદા રાખીને કોઈ પણ વસ્તુના 'સત્ત્વ'ને ગ્રહણ કરવાનો બુદ્ધિનો વ્યાપાર જ્ઞાનને ઉપકારક ગણી શકાય તત્ત્વચિંતનની આવી અમૂર્તિકરણની (Abstraction) ક્રિયાને પરિણામે, જ્ઞાન, મૂળ તત્ત્વ અને મૂલ્યના સ્વરૂપની ચર્ચા તત્ત્વજ્ઞાનમા પૃથક્કરણ દ્વારા જ થતી આવી માણસનુ વિશિષ્ટ અને વાસ્તવિક અસ્તિત્વ અને તેની પરિ સ્થિતિની રજૂઆત તત્ત્વજ્ઞાનના અભ્યાસક્ષેત્રમા સમાવેશ પામી શકી નહિ બુદ્ધિવાદીઓ અને અનુભવવાદીઓ વચ્ચે જ્ઞાનના સ્વરૂપ વિષે

મતભેદ છે. સુખવાદીઓ અને કર્તવ્યવાદીઓ વચ્ચે મૂલ્યના સ્વરૂપ વિષે મતભેદ છે. અધ્યાત્મવાદીઓ અને ભૌતિકવાદીઓ વચ્ચે સત્‌તત્ત્વના મૂળ સ્વરૂપ વિષે મતભેદ છે. આ તાત્ત્વિક મતભેદના અનેક સૂક્ષ્મ પ્રકારો પણ છે. તે જ પ્રમાણે તત્ત્વજ્ઞાન શા માટે? એ પ્રશ્નના પણ વિધવિધ પ્રત્યુત્તરો છે. મનની શાંતિ માટે, આશ્વાસન માટે, બુદ્ધિના મંતવ્ય માટે, જીવનવ્યવહારના માર્ગદર્શન માટે કે માત્ર વિચારક્રિયાને તેના અંતિમ છેડા સુધી લઈ જવા માટે તત્ત્વચિંતનની પ્રવૃત્તિ હોઈ શકે. વિલિયમ બૅરેટ જણાવે છે કે વીસમી સદીમાં તત્ત્વજ્ઞાનનો વિકાસ માત્ર તત્ત્વજ્ઞાનના અધ્યાપકો દ્વારા જ થઈ રહ્યો છે. આ વિષય લોકભોગ્ય રહ્યો નથી, નિષ્ણાતોનો બની ગયો છે. તત્ત્વજ્ઞાનનાં સામયિકોમાં આવતા લેખોને આધ્યાત્મિક વલણ ધરાવનાર શ્રદ્ધાળુઓ સમજી શકતા નથી, પરંતુ વિષયની સૂક્ષ્મતાનો લાંબા ગાળાનો સંપર્ક તેમાં જરૂરી થઈ પડ્યો છે. પહેલાંના ફિલસૂફે કલ્પ્યા ન હોય તેવા વિષયો અને તેવી પદ્ધતિઓ આધુનિક તત્ત્વજ્ઞાનમાં અપનાવવામાં આવે છે. વિજ્ઞાનને જેમ જુદી શાખાઓના તદ્‌જ્ઞ સિવાય અન્ય કોઈ સમજી શકે નહીં, તેમ તત્ત્વજ્ઞાનમાં પણ બન્યું છે. પરંતુ બૅરેટ માને છે કે વૈજ્ઞાનિકોના અમૂર્ત અને સૂક્ષ્મ સિદ્ધાંતો હોવા છતાં, તેમના સંશોધનોની સામાન્ય માણસના રોજિંદા વ્યવહાર ઉપર સીધી અસર થઈ શકે છે ત્યારે તત્ત્વચિંતકોની સમાજજીવન ઉપરની અસર આ સદીમાં ઘટતી ગઈ છે. જોકે સત્યને ભોગે વિષયને ઉપયોગી કે લોકપ્રિય બનાવવાનો આદેશ આપી શકાય નહીં. અમેરિકા અને ઇંગ્લૅન્ડમાં તત્ત્વજ્ઞાનની આ દશા હતી ત્યારે બીજા વિશ્વયુદ્ધના અંતે ફ્રાંસમાં અસ્તિત્વવાદની વિચારધારા પ્રચલિત થઈ. એ માત્ર તત્ત્વજ્ઞાનના અધ્યાપકો પૂરતી મર્યાદિત ન રહી. યુરોપમાં સાહિત્યક્ષેત્રે પણ તે પ્રસરતી રહી. વિચારનું આ નવું આંદોલન બધા ક્ષેત્રના બુદ્ધિજીવીઓને સ્પર્શી ગયું, પરિણામે બીજા કોઈ પણ તાત્ત્વિક સિદ્ધાંત કરતાં અસ્તિત્વવાદનું ક્ષેત્ર વિશાળ થયું. રૂઢિચુસ્ત ફિલસૂફોને વિચારોની સ્વચ્છંદતાથી, તત્ત્વજ્ઞાનમાં

અરાજકતા ફેલાવાનો ભય લાગ્યો. શબ્દના અર્થની કે ભાષાના સ્વરૂપની ચર્ચામાં રોકાયેલા તત્ત્વચિંતકોને પ્રેમ, મૃત્યુ, ઈર્ષ્યા, ચિંતા, શૂન્યતા વગેરે બાબતોનો ઉલ્લેખ કેન્દ્રમાં રાખતા અસ્તિત્વવાદીઓ વિપર્યાંતર કરી રહ્યા છે તેવું જણાયું. અસ્તિત્વવાદ માત્ર યુદ્ધકાલીન હતાશાનું પરિણામ છે અથવા તો ટૂંકા ગાળાનો લાગણીનો ઊભરો છે તેવી ટીકાઓ પણ થવા લાગી. તત્ત્વવિચારણા તરીકે અસ્તિત્વવાદની ખાસિયતો ધ્યાનમાં લેવાથી અસ્તિત્વવાદ વિષેની કેટલીક ગેરસમજ દૂર થશે.

પરમતત્ત્વ (Reality) માત્ર બુદ્ધિથી ગ્રહણ કરી શકાય અને કોઈ પણ વસ્તુનું અચલ રૂપ તાર્કિક પૃથક્કરણ દ્વારા જાણવું એ જ તત્ત્વજ્ઞાન છે તેવી બુદ્ધિવાદી માન્યતાનો અસ્તિત્વવાદ વિરોધ કરે છે. તે ઉપરાંત મનુષ્યના અસ્તિત્વને અન્ય વસ્તુના અસ્તિત્વની હરોળમાં મૂકવા અસ્તિત્વવાદીઓ તૈયાર નથી. માણસ સ્થાનિક દેશ-કાળનાં બંધનમાં ફસાયેલો છે એટલે 'પરમ તત્ત્વ દેશ-કાળથી પર છે,' 'શાશ્વત છે,' 'અનંત છે,' 'વિરોધમુક્ત છે,' 'જીવ માત્ર વિશ્વાત્માનો અંશ છે' વગેરે બાબતોનું જ્ઞાન અમૂર્ત છે, જીવનથી વેગળું છે. અલબત્ત, વિજ્ઞાન, સામાન્ય વ્યવહાર અને તર્કશાસ્ત્રમાં બુદ્ધિની મર્મગ્રહણની પ્રક્રિયા અવશ્ય મદદરૂપ છે પરંતુ તત્ત્વજ્ઞાનમાં, સત્ય માત્ર શોધવાનુ નથી; જીવવાનુ છે. માણસ અન્ય વસ્તુઓની જેમ પરિમિત છે; અપૂર્ણ છે; માણસ સ્વતંત્ર છે પણ પોતાના જ સ્વાતંત્ર્યના દુરુપયોગથી એ સ્વાતંત્ર્ય ગુમાવી દે છે; માણસના અસ્તિત્વમાં વિરોધાભાસ છે. તેનો અનુભવ વ્યક્તિને હતાશ કરે છે; જીવનનો અર્થ પામવાની વ્યક્તિની જિજ્ઞાસા માત્ર બૌદ્ધિક પ્રવૃત્તિથી સંતોષાતી નથી. મનુષ્યજીવનની સદિગ્ધના-નું ભાન તીવ્ર બનતું જાય તેમ બુદ્ધિથી શોધેલો તાત્ત્વિક ઉકેલ મિથ્યા જણાય છે. અસ્તિત્વલક્ષી વિચારકો તાત્ત્વિક વિચારણામાં બુદ્ધિની પ્રતિષ્ઠા જરૂર સ્વીકારે છે પરંતુ બુદ્ધિની સર્વોપરિતા સ્વીકારતા નથી. મનુષ્યના ઘણા અનુભવો જુદી જુદી કક્ષાની તીવ્રતા ધરાવે છે. તેની તત્ત્વોન્મુખતા ભિન્ન પ્રકારની છે. જીવ અને જગત વિષે, આવા અનુભવો પણ

ઈર્ઈક નમજાવી શકે છે નિરૂપાનમાં સમાન પરિસ્થિતિમાં જીવતા માણસોના એમના અનુભવોને પણ સાચા માને તે જરૂરી છે) દા ત, કોઈ પણ વ્યક્તિ પોતાના 'મૃત્યુ' વિષે વિચાર ત્યારે તટસ્થતાથી વિચારી શકે નહીં કારણ કે તેનું મૃત્યુ તેને જે રીતે સ્પર્શી શકે તે રીતે બીજાને સ્પર્શી શકે નહીં તમામ માણસોના મૃત્યુને લાગુ પાડી શકાય તેવી મૃત્યુની વ્યાખ્યા શોધવી એ એક બાબત છે, પણ પોતાના મૃત્યુની આગાહીથી ચિંતિત થવું એ જુદી બાબત છે અસ્તિત્વવાદીઓ આ બીજા પ્રકારના અનુભવને પણ મહત્ત્વ આપે છે

અસ્તિત્વવાદનું વિવિધ રીતે વર્ણન કરવામાં આવ્યું છે સિદ્વન જણાવે છે કે જ્યારે કોઈ પણ વ્યક્તિ પોતાના નક્કર વાસ્તવિક અસ્તિત્વ ઉપર વિચાર કરશે ત્યારે તેને અનેક અનુભવો થશે પોતાના અસ્તિત્વ ઉપર સ્થળકાળની એક છાપ પડી હોય છે પોતે કોણ છે, શા માટે અહીં છે તેવો પ્રશ્ન પુછાય છે બીજા મને જેવી રીતે જુએ છે તેવી રીતે હું મારો વિચાર ન કરું, પણ મારા પોતાના અસ્તિત્વનો અંગત અનુભવની દૃષ્ટિએ વિચાર કરું ત્યારે હું અસ્તિત્વવાદી પરિસ્થિતિમાં છું તેમ કહી શકાય પોતાના અસ્તિત્વની અનુભૂતિ હમેશા ચિંતા ઉપજાવે છે કારણ વ્યક્તિ પોતાના અસ્તિત્વનું મૂળ શોધી શકતો નથી તે જ રીતે સ્વાતંત્ર્યની જાગૃતિ મનુષ્યમાં ઉદ્ભવે છે પણ તેનું શું કરવું તે સમજાતું નથી જીવનનો અર્થ શોધવો છે, પણ અનુભવ અર્થહીનતાનો થાય છે સત્ય પામવું છે પણ તટસ્થ રહીને નહીં—જાતે અનુભવીને મેળવવું છે અને તેમ કરવા જતાં કદાચ સત્યનું સ્વરૂપ બદલાઈ જાય ટિલ્લીનના મત મુજબ અસ્તિત્વવાદ એ માનવીની પરિમિતતાનું તત્ત્વ જ્ઞાન છે પરિમિતતાનો અનુભવ અને તેમાથી ઉદ્ભવતી હતાશા મૂળભૂત અસ્તિત્વલક્ષી પરિસ્થિતિ ગણાય બેરાબ્ય આ જ હકીકત ઉપર ભાર મૂકતાં જણાવે છે 'અસ્તિત્વવાદીઓ માનવીય પરિસ્થિતિઓમાં નિરંતર જોવા મળતા મધ્યો આલેખે છે જિંદગી એક સાહસ છે અને તાર્કિક

રીતે પરિબદ્ધ થયેલા કોઈ પણ માળખામા તેને બાંધી દેવાના પ્રયાસ સામે અસ્તિત્વવાદીઓ વિરોધ કરે છે.

ઑક્સફર્ડ યુનિવર્સિટીની એક વ્યાખ્યાનમાળાને પ્રોફે. **હાઈન્માને** પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરી છે હેગલ અને માર્ક્સની વિચારધારાઓથી અસ્તિત્વ વાદ કયા ભિન્ન છે તે બાબતનો ઉલ્લેખ કરતા હાઈન્માન સૂચવે છે કે હકીકતમા વિરાટ માનવસમાજમા સાધન સામગ્રીની વિપુલતા છતા, માનવીને પોતાને એકલો પડી ગયાનો જે અનુભવ થાય છે તે અસ્તિત્વ વાદની મૂળ સમસ્યા છે. માનવસમસ્યાઓનો હેગલ અને માર્કસે સૂચવેલો ઉકેલ નિષ્ફળ ગયો માટે અસ્તિત્વલક્ષી વિચારણા ઉદ્ભવી તેનુ હાઈન્માન માને છે

સાહિત્યની દષ્ટિએ અસ્તિત્વવાદની વિચારણા કરતા ફ્રુ **હેઝલ બાર્ન્સે** સાર્ત્ર, સાઇમન દ બોઇનાર અને આલ્બર્ટ કામૂને માનવતાવાદી અસ્તિત્વવાદીઓ તરીકે ઓળખાવ્યા છે માનવીય પરિસ્થિતિનું તત્ત્વગામી ચિત્રણ અસ્તિત્વવાદી સાહિત્યમા રજૂ કરવામા આવે છે સ્વાતત્ર્ય એ માણસનુ મૂલ્ય છે એટલે સાહિત્યસર્જનની ક્રિયા આ મૂળભૂત ચેતનાની મુક્ત અભિવ્યક્તિ છે માનવજીવનની અપ્રગટ શક્યતાઓને સાકાર કરવાનુ સાહિત્યનિર્માણનુ ધ્યેય છે આ સદર્ભમા અસ્તિત્વવાદી સાહિત્ય એ 'શક્યતાઓનું સાહિત્ય' છે તેમ બાર્ન્સ માને છે

ફ્રેંચ, ઈટાલિયન, ઈંગ્લિશ અને અમેરિકન મૂળ લેખોને આધારે સાર્ત્ર ઉપરના એક સગ્રહમા તેના તત્રી **એડીથ કેરન** જણાવે છે કે 'અસ્તિત્વવાદ' એ શબ્દ ફ્રેચ અસ્તિત્વવાદી ગ્રેબિયલ માર્સલે ૧૯૪૩મા પ્રચલિત કર્યો હતો સાર્ત્ર અને સાઈમન દ બોઈવાર મિત્રો સાથે જ્યારે 'કાફે ફ્લોરે'મા મળ્યા ત્યાર 'તમે અસ્તિત્વવાદી છો?' એવા પ્રશ્નથી ખુદ સાઈમન દ-બોઇવારને આશ્ચર્ય થયું હતુ, પરતુ અસ્તિત્વવાદી વિષયો જેવા કે મૃત્યુ, ચિંતા, એકલતા, શૂન્યતા વગેરેનુ પાત્રસૃષ્ટિ દ્વારા નિરૂપણ કરતુ તેવુ સાહિત્ય અસ્તિત્વવાદી ગણી શકાય તેમ માનવામા આવતુ હતું

'પૂર્વ અને પશ્ચિમનાં મૂલ્યોનો સમન્વય' એ વિષય ઉપર ૧૯૫૯માં 'ઇન્ડિયન ફિલૉસૉફિકલ કોંગ્રેસ'ના અધિવેશનમાં, એક વ્યાખ્યાનમાં ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણને અસ્તિત્વવાદનું વર્ણન આ પ્રમાણે કર્યું છે: 'જ્યારે આપણે વસ્તુઓના અસ્તિત્વ અને માણસોના અસ્તિત્વ વિશેના ભેદ પ્રત્યે જાગૃત થઈએ ત્યારે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં અસ્તિત્વવાદી વિચારધારા એક મૂળભૂત તત્ત્વચિંતનના પ્રકાર તરીકે પ્રગટ થાય છે.'

બૌદ્ધ સંપ્રદાય અને અસ્તિત્વવાદની સરખામણી કરતાં ઑસ્ટ્રેલિયન પ્રોફે. આરિંગ્સ્ટોલ જણાવે છે (ફીલૉ. જર્નલ, ૧૯૬૪) કે અસ્તિત્વની તીવ્ર પ્રતીતિ અને ક્ષોભકારક સ્વાતંત્ર્યનો અનુભવ આ તત્ત્વો બન્ને સંપ્રદાયમાં મૂળભૂત છે. દુઃખ, નિરાશા અને પરિવર્તન વિશે બુદ્ધ અને હાઇડેગરનાં મંતવ્યો સરખાં છે.

અમેરિકામાં 'હૉલી ફૅમિલી કૉલેજ'ના તત્ત્વજ્ઞાન વિભાગના ચેરમેન ડૉ. ફ્રેડરિક પેટ્કાએ પાંચ વ્યાખ્યાનો અસ્તિત્વવાદના વિષયો ઉપર ૧૯૬૦માં આપ્યાં. ડૉ. પેટકાની દૃષ્ટિએ અસ્તિત્વવાદની પાંચ મુખ્ય સમસ્યાઓ છે: (૧) જ્ઞાનની સમસ્યા, (૨) સત્તત્ત્વની સમસ્યા, (૩) માનવીના અસ્તિત્વની સમસ્યા, (૪) આંતરક્રિયાની સમસ્યા, (૫) પારગામિતા (transcendence)ની સમસ્યા.

### (૧) જ્ઞાનની સમસ્યા

કલ્પના, લાગણી, અંતઃસ્ફુરણા (intuition), મનઃસ્થિતિઓ (moods) વગેરે અલૌકિક વ્યાપારોનું જ્ઞાનની પ્રક્રિયામાં ઘણું મહત્ત્વ છે તેની અસ્તિત્વવાદની પાયાની સ્વીકૃતિ છે. અસ્તિત્વના મૂળભૂત લક્ષણોની અનુભૂતિપૂર્વકની જાગૃતિ એ જ્ઞાનનો મહત્ત્વનો પ્રકાર છે. માનવજીવન આકસ્મિક છે, પરિવર્તનશીલ છે, પરિમિત છે અને તેની નક્કર વાસ્તવિકતા બુદ્ધિના સામાન્ય અનુમાનોથી પહોંચી શકાતી નથી. બૌદ્ધિક જ્ઞાનની મર્યાદાઓ પ્રત્યે સતત જાગૃત રહેવાનો અસ્તિત્વવાદીઓનો આદેશ છે. અહીં તર્કનો ગૌરવભંગ થતો નથી પણ

તેની સર્વોપરિતા પડકારાય છે અતર્જ્ઞાન (Intuition) એ જ્ઞાનનુ મહત્ત્વનુ પ્રમાણ છે તેમ અસ્તિત્વવાદીઓ માને છે મનુષ્યનુ સમગ્ર વ્યક્તિત્વ આવા અતર્જ્ઞાનથી સત્‌તત્ત્વ પ્રત્યે અભિમુખ બને છે આવુ અતર્જ્ઞાન બીજી વ્યક્તિઓને સમજાવવાની મુશ્કેલી રહે છે તર્કના માળખામા તેને મૂકી શકાય નહીં એટલા માટે ઉપમા, પ્રતિરૂપ કે પ્રતીક દ્વારા આવી અનુભૂતિને પ્રગટ કરવામા અનુકૂળતા રહે છે સાહિત્ય જેવુ પ્રવાહી માધ્યમ એ જ કારણે અસ્તિત્વવાદીઓ સ્વીકારે છે પેગકાની સુદર રજૂઆત તેમના જ શબ્દોમા મૂકવી અસ્થાને નહિ ગણાય

Existentialists have a definite preference for the new original a typical and emotionally charged complexity of situations in which the true existential condition of the free person is manifested at its best

અતર્જ્ઞાનને જ્ઞાનના માધ્યમ તરીકે સ્વીકારનાર અસ્તિત્વવાદીઓનુ તત્ત્વજ્ઞાન ભૂમિતિના સિદ્ધાતોની માફક એક તટસ્થ ચિંતક સ્વીકારી લે તેવી આશા રાખવી નિરર્થક છે પરતુ કાન્ટ અને બ્રૅડલે જેવા બુદ્ધિવાદીઓ પણ પરમતત્ત્વને બુદ્ધિ દ્વારા પામી શકાય નહીં તેવુ કબૂલ કરે છે પરમતત્ત્વ અથવા સત્‌તત્ત્વ વિશે વિચાર કરીને તેના સામાન્ય લક્ષણો સ્થાપવા અને પછી માનવીથી ન પામી શકાય એવા આ લક્ષણો એ જ સત્‌તત્ત્વના છે એમ ખાતરી કરાવવી, એ જાતની વિચારપદ્ધતિ સામે અસ્તિત્વવાદને સકારણ રોષ છે સત્‌તત્ત્વનુ સમગ્રરૂપ કોઈ જાણી શકવાનો દાવો કરી શકતું નથી એટલે બુદ્ધિએ શોધી કાઢેલુ સ્વરૂપ એ જ શ્રેષ્ઠ છે તેવુ માનવા અસ્તિત્વવાદીઓ તૈયાર નથી જીવનની ઘણી ક્ષણોએ આપણને જુદા જુદા સ્વરૂપની આતરિક અનુભૂતિ થાય છે તેને બૌદ્ધિક આકાર આપવો મુશ્કેલ છ

**(૨) સતની સમસ્યા**

ઍરિસ્ટૉટલ પછીના કેટલાક ફિલસૂફો અસ્તિત્વ (Being) અને

સત્તા (Reality)નો ભેદ પાડે છે, જુદી જુદી કોટિનું અસ્તિત્વ વિવિધ કક્ષાની સત્તા ધરાવે છે દા ત, સ્વપ્ન અને જાગૃતિ બન્ને અસ્તિત્વમા છે પણ જાગૃતિ વધારે સત્તા ધરાવે છે અસ્તિત્વવાદીઓ સજીવના (Life) અને સત્તાને સમકક્ષ ગણે છે સજીવન, સચેતન, પરિવર્તનશીલ અને વિકસી શકે તેવી બાબતો *Reality* એ શબ્દથી સૂચિત થાય છે સત્ તત્ત્વ એ જ્ઞાતાથી સ્વતંત્ર છે પરંતુ જ્ઞાનની ક્રિયામા જ્ઞાતા અને જ્ઞેય પદાર્થ બન્ને એક થઈ જાય છે અસ્તિત્વ એ દરેકનો અંગત અનુભવ છે એટલે તેમા ઝીલવામા આવેલું સત્‌નું પ્રતિબિંબ દરેક માટે સરખુ નથી પોતાના અસ્તિત્વની આતરિકતાની પૂરી જાગૃતિ એ સત્‌તત્ત્વનો જ એક ભાગ છે

### (૩) માનવીના અસ્તિત્વની સમસ્યા

અસ્તિત્વવાદીઓની કેન્દ્રીય સમસ્યા માનવીના અસ્તિત્વ અંગેની છે માનવીના અસ્તિત્વમાં પણ તેના જાગૃત સચેતન અસ્તિત્વની અનુભૂતિ મુખ્ય બાબત છે વસ્તુઓ કરતા માનવીનું અસ્તિત્વ કઈ રીતે જુદુ પડે છે તે જાણવુ આવશ્યક છે માનવીય અસ્તિત્વ અને માનવ સિવાયનુ અસ્તિત્વ એવો ભેદ પાડયા પછી કેટલાક ચિંતકો માનવીના અસ્તિત્વમા અધિકૃત અને બિનઅધિકૃત અસ્તિત્વ તેવો તફાવત પાડે છે માણસનુ અસ્તિત્વ જગત સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલું છે જગત મિથ્યા નથી મનુષ્ય પામર નથી જીવ વિરાટસૃષ્ટિનો એક અશમાત્ર નથી દરેક જીવને વૈયક્તિક અસ્તિત્વ છે માનવીના અસ્તિત્વનું મુખ્ય લક્ષણ સમાન પરિવર્તનશીલતા અને ધ્યેયગામિતા માણસને સ્વાતંત્ર્ય છે માટે મૂલ્યાકન છે મનુષ્ય ભવિષ્યમા પ્રક્ષેપણ કરી શકે છે 'સ્વ'ની સીમાઓને ઓળંગી શકાય છે જો કે દરેક માણસ પોતાની આંતરિક ચેતનાનો આવો વિસ્તાર કરી શકતો નથી ઊંઘમા ચાલતા માણસોની જેમ ઘણા માણસો ટેવની સપાટીએ પોતાનો જીવનવ્યવહાર ટકાવી રાખે છે અને પોતાનુ સ્વાતંત્ર્ય વેચીને સલામતી ખરીદે છે વહેણથી વિરુદ્ધ તરવું જેમ મુશ્કેલ છે તેમ

જગતમા રહેવા છતા ટોળામા વ્યક્તિત્વને ઓગળી જતું બચાવવુ મુશ્કેલ છે

માણસનુ અસ્તિત્વ ત્રણ રીતે સલામત બનાવવામા આવે છે (૧) વ્યવહાર અને વિજ્ઞાનમા, ભૌતિક વસ્તુઓને જરૂરિયાતો મુજબ ઉપયોગમા લેવા માટે બૌદ્ધિક ઉપાયો કરીને, (૨) સમાજના નીતિ ધોરણોને અનુસરીને અને (૩) ધાર્મિક અનુભવો કરીને અસ્તિત્વવાદીઓ કહે છે કે બુદ્ધિ તો માત્ર સાધન છે વ્યવહાર માટેનુ નિમિત્ત છે વ્યક્તિની જરૂરિયાતો સફળ રીતે સતોષવાને માટે બુદ્ધિની મદદ લેવી પડે છે બુદ્ધિનુ કાર્ય વ્યવસ્થાલક્ષી છે ભાષાનો પણ આવો જ હેતુ છે તે આતરવ્યવહારનુ એક સાધન છે એટલે રૂઢિચુસ્ત તત્ત્વજ્ઞાનીઓએ જ્યારે એમ માન્યુ કે બુદ્ધિ માણસને વિશ્વના મૂળતત્ત્વ અને વસ્તુઓના હાર્દરૂપ અચલ સ્વરૂપનુ ભાન કરાવશે ત્યારે તેઓને બુદ્ધિના સ્વરૂપ વિષે વધારે પડતો મોહક ખ્યાલ હતો તેમ કહી શકાય તે જ પ્રમાણે સામાજિક ધોરણને તાબે થવા માટેનો આદેશ એ પણ સામાજિક સલામતીની જરૂરિયાતને લીધે ઉદ્ભવે છે એટલે સામાજિક અકુશનુ સાધનરૂપ મૂલ્ય છે એ કોઈ દૈવી યોજનાનો ભાગ નથી સગઠિત સમાજજીવન અને સગઠિત ભૌતિક જીવનમા પણ જે વિસવાદિતા રહે તે ધાર્મિક કક્ષાએ દૂર કરવામા માણસનુ અસ્તિત્વ વધુ સલામતી શોધે છે ધર્મ આ રીતે સાસ્કૃતિક અને સામાજિકતાનુ પરિણામ છે ત્રણ જાતની આ સલામતીઓ પણ કેટલીક વાર ઓછી પડે ત્યારે હતાશ માનવીનુ એકલવાયુ અસ્તિત્વ ભારરૂપ લાગે છે ટેવની કક્ષાએ અને અનુકરણની સપાટીએ ધોરણબદ્ધ જીવન ટકાવી રાખવામા કોઈ મૂળભૂત આતરિક સઘર્ષ આવતો નથી પરતુ ચેતનાની તીવ્રતાની કક્ષાએ જ્યારે આતરિક મથામણ થાય છે ત્યાર કુદરતથી અને સમાજથી વિખૂટા પડી ગયાનુ ભાન થાય છે

### (૪) આતરક્રિયાની સમસ્યા

માણસ જગતમા એકલો નથી બીજા માણસોનુ અસ્તિત્વ તેના સ્વાતત્ર્યને ભયમા મૂકે છે અસ્તિત્વવાદ માટે માણસો વચ્ચેના આતર

વ્યવહારના પ્રશ્નો બહુ ઉગ્રતા ધારણ કરે છે કારણ કે પોતાના અસ્તિત્વનો અંગત અનુભવ બીજા આગળ કઈ રીતે રજૂ કરવો એ પ્રશ્ન છે. 'પોતાનાથી અવિભક્ત અને બાકી બધાથી વિભક્ત' એવી વ્યક્તિવિશેષતા (individuality)ની વ્યાખ્યા આપવામાં આવી છે. આ દૃષ્ટિએ વ્યક્તિના કેટલાક અનુભવોનું અન્ય વ્યક્તિમાં સંક્રમણ કરવું અશક્ય છે. એટલે એક બાજુ માણસ, સમાજમાં પોતાનાં વ્યક્તિત્વને ઓગાળી નાખવા માગતો નથી અને બીજી બાજુ પોતાના આંતરિક જીવનની સમૃદ્ધિ અથવા રિક્તતા બીજી વ્યક્તિને પહોંચાડી શકતો નથી. આ કરુણ વિકલ્પો છે. પ્રચારના અને માહિતી-પ્રસારણનાં સાધનો એ આંતરક્રિયાનો એક પ્રકાર છે, પરંતુ વ્યક્તિનો 'વિયોગ' તેનાથી ઘટતો નથી. આર્થિક બાબતોની લેવડદેવડ પૂરતો સદેશાવ્યવહાર વિરાટ સામાજિક ક્ષેત્રે અપનાવાય છે, પરંતુ આંતરિક ચેતના તેનાથી પુષ્ટ થતી નથી. વિરાટ માનવ-સમૂહોમાં ઉત્પન્ન થયેલી મનુષ્યની એકતા માત્ર કૃત્રિમ અને ઉપરછલ્લી છે કારણ કે તેના મૂળમાં સામૂહિક અનુકરણ છે. આધુનિક યુગનો માનવી વધુ સ્વસ્થ થયો છે તેની અસ્તિત્વવાદની ફરિયાદ છે. તે ચિંતાઓ પણ છાપામાં છપાયેલી હોય તેવી કરે છે તેના અનુભવો પણ ઉછીના લીધેલા હોય તેવું લાગે છે. બીબાંઢાળ માન્યતાઓમાં તેના વિચારો રૂંધાઈ જાય છે. વ્યક્તિ જાણે કે સમાજ નીચે દટાઈ ગઈ છે. આ બિન-અધિકૃત અસ્તિત્વ છે. જો કે અસ્તિત્વવાદમાં સમાજ-વિરોધી વલણ નથી પણ સામાજિકતા એ જ વ્યક્તિની સમસ્યાઓનો તાત્ત્વિક ઉકેલ છે તેવું માનવા તેઓ તૈયાર નથી.

### (૫) પારગામિતાની સમસ્યા

મનુષ્યથી પર એવા કોઈ તત્ત્વના અસ્તિત્વ વિષે સ્વીકારાત્મક કે અસ્વીકારાત્મક નિર્ણય લેવાની જરૂરિયાત કેટલાક તાત્ત્વિકોને જણાય છે. કુદરત અને સમાજ ઇન્દ્રિયોને અને બુદ્ધિને સુલભ એવી વસ્તુઓ પૂરી પાડે છે એટલે વ્યક્તિની મોટા ભાગની જરૂરિયાતો પૂરી પાડવામાં આ

બન્ને ક્ષેત્રે વાસ્તવિક સફળતા સાંપડે છે પરતુ આધ્યાત્મિક ક્ષેત્રે તર્ક દ્વારા આ સફળતા પ્રાપ્ત થતી નથી કેટલાક અસ્તિત્વવાદીઓ આસ્તિક છે, ઈશ્વરવાદી છે દા ત, કિર્કેગાર્ડ, પૉલ ટીલીક, ગેબ્રિયલ માર્સલ, માર્ટિન બુબર કેટલાક નિરીશ્વરવાદી અસ્તિત્વવાદીઓ છે, જેવા કે સાર્ત્ર, હાઇડેગર અને યાસ્પર્સ—પરતુ માનવીય અસ્તિત્વ કરતા ભિન્ન અને ઊર્ધ્વ કોટિના અસ્તિત્વ વિષે બન્ને પ્રકારના વિચારકો માટે સમસ્યા ઉદ્ભવે છે

પહેલા અસ્તિત્વનો પૂર્વતાર્કિક ભૂમિકાએ અનુભવ થાય છે તેમાથી અર્થ પામવાની જરૂરિયાત ઉદ્ભવે છે અને તેમ કરવામા તેને સ્વાતત્ર્યનુ ભાન થાય છે તેનાથી વ્યક્તિ ચિંતિત થાય છે ભૂતકાળની શૂન્યતા અને ભવિષ્યકાળની શૂન્યતાનુ ભાન થાય છે આ પારગામી દશામા પરિતૃપ્તિ મળશે કે નહિ તે બાબતમા એકમતિ નથી 'ઈશ્વરનુ મૃત્યુ થયુ છે' તેવી નિત્શેની ઉક્તિ ઘણા અસ્તિત્વવાદીઓએ સ્વીકારી છે **કૉલિન વિલ્સન** જણાવે છે તેમ આધુનિક તત્ત્વજ્ઞાનની શરૂઆત ડેકાર્ટે કરતા તત્ત્વજ્ઞાનને વૈજ્ઞાનિક ભૂમિકાએ લાવવાના પ્રયાસો થયા પરિણામે ડેકાર્ટના અનુયાયીઓએ તત્ત્વજ્ઞાન અને ધર્મના પ્રશ્નો તદ્દન જુદા ગણ્યા વૈજ્ઞાનિક અભિગમ ધરાવતા તત્ત્વચિંતકોએ જીવનનો અર્થ શુ છે? માણસના મૂળ સ્વાતત્ર્યનુ સ્વરૂપ શુ છે? વગેરે પ્રશ્નો ગૂઢ ગણ્યા અસ્તિત્વવાદીઓ આવા પ્રશ્નો પૂછે છે આવા પ્રશ્નો, નિરર્થક છે તેમ માનતા નથી પરતુ વિલ્સનને આશ્ચર્ય એ થાય છે કે લગભગ બધા જ અસ્તિત્વવાદીઓ નિરાશામય વાતાવરણ માનવજીવન માટે કલ્પી લે છે વેલ્સ, શૉ કે ચેસ્ટર્ટનના સાહિત્યની જે આશાવાદી ભૂમિકા છે તે હક્સલે, ગ્રેહામ ગ્રીન, યુજીન, આયોનેસ્કો, હેમિંગ્વે, કે ટી એસ એલિયટના સર્જનમા નથી આમ અસ્તિત્વવાદમા ચેતનાની સીમાઓ વિસ્તારવાની ક્રિયાનો સ્વીકાર કરવામા આવ્યો છે છતા આવા પ્રયાસનુ અતિમ પરિણામ શકાસ્પદ ગણવામા આવ્યુ છે

કેમ્બ્રિજ યુનિવર્સિટીમા અપાયેલા **પૉલ રૌબિકઝેકના**

અસ્તિત્વવાદ વિશેનાં વ્યાખ્યાનો ૧૯૬૪મા પ્રસિદ્ધ કરવામા આવ્યા ફ્રેંચ અને જર્મન અસ્તિત્વવાદની લાક્ષણિકતા રજૂ કરતા ગ્રેબિકઝેક જણાવે છે કે 'સત્ત્વ' અને 'અસ્તિત્વ'નો ભેદ પાડીને 'અસ્તિત્વ'ને મૂળ ભૂત ગણનારા વિચારધારા નિરપેક્ષ અસ્તિત્વવાદી કહી શકાય પરિણામે તેમા માણસને 'વ્યક્તિ' તરીકે મહત્ત્વ આપવામા આવે છે 'માનવસ્વભાવ'ના સામાન્ય વિધાનોને તેમાં મહત્ત્વ નથી અસ્તિત્વવાદ માણસની વ્યક્તિ વિશેષતા જાળવવાનો હેતુ છે તેમ છતા, 'અસ્તિત્વ'નુ પૃથક્કરણ તેમને નિરાશાવાદી બનાવે છે તેમ ગ્રેબિકઝેક માને છે અસ્તિત્વવાદમા માનવ સ્વાતંત્ર્યની હિમાયત કરવામા આવી છે પરતુ આ માનવસ્વાતંત્ર્ય જીવનની અર્થહીનતાના સંદર્ભમા મિથ્યા બની જાય છે તેવો આક્ષેપ ગ્રેબિકઝેક ફ્રેંચ અને જર્મન અસ્તિત્વવાદ સામે રજૂ કરે છે

## ૨. સાર્ત્રનો પરિચય

**૨૧મી** જૂન ૧૯૦૫મા સાર્ત્રનો જન્મ પૅરીસમા થયો હતો તેમની માતા પ્રૉટેસ્ટન્ટ હતી અને પિતા કૅથૉલિક હતા બે વર્ષની ઉંમરે સાર્ત્રે તેમના પિતા ગુમાવ્યા, કારણ કે ૧૯૦૭મા ફ્રેંચ ઇન્ડો ચાઇનામા તેમના પિતાનુ મૃત્યુ થયું સાર્ત્રની ૧૧ વર્ષની ઉંમરે તેમની માતાનુ પુનર્લગ્ન થયુ ૧૯૧૭ થી ૧૯૨૮ સુધી સાર્ત્રે અભ્યાસ કર્યો ૧૯૩૧મા સાર્ત્ર 'લા હાર્વે'મા તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે જોડાયા ૧૯૩૩મા પ્રો હસેલના માર્ગદર્શન હેઠળ બર્લિનમા અભ્યાસ કરવાની તેમને ગ્રાટ આપવામા આવી ત્યા સમકાલીન જર્મન તત્ત્વજ્ઞાનથી સાર્ત્ર પરિચિત થયા જર્મનીથી પાછા ફરીને ૧૯૩૪મા ફ્રાંસમા તત્ત્વજ્ઞાનનુ અધ્યાપન શરૂ કર્યું બીજા વિશ્વયુદ્ધની શરૂઆતમા સાર્ત્રને લશ્કરી સેવામા જોડાવુ પડ્યું તેમને મેગીનૉટ લાઇન ઉપર મોકલવામા આવ્યા ૧૯૪૦મા તેમને યુદ્ધકેદી તરીકે લઈ જવામા આવ્યા અને ૧૯૪૧મા છોડી મૂકવામા આવ્યા ૧૯૪૧ થી ૧૯૪૪

સુધી અધ્યાપન કાર્ય ચાલુ રાખ્યું પરતુ ૧૯૪૪મા તે પ્રવૃત્તિ પૂરી કરી અને માન લેખનકાર્ય વધુ વેગીલુ બનાવ્યુ સાર્ત્રની પહેલી નવલકથા 'નૅાશિયા' પૅરીસમા ૧૯૩૮મા પ્રગટ થયેની 'ધી ફ્લાઈઝ' નામનુ પહેલુ નાટક ૧૯૪૩મા પ્રસિદ્ધ થયુ 'નો એક્ઝીટ' ૧૯૪૭મા પૅરીસમા ભજવાયુ હતુ ૧૯૪૩ થી ૧૯૪૫ના સંસ્મરણો રજૂ કરતા પ્રોફે ગ્રઇખારનૅાડ જણાવે છે કે નવુ સાહિત્ય આ દરમ્યાન વિકસતુ જતુ હતું મિત્રોની અનૌપચારિક મુલાકાત યોજવામા આવતી શિનાળાની બપોરે 'Cafe de Flore'મા સાર્ત્ર અને સાઇમિન દ બોઉના પોતાનુ લેખનકાર્ય આગળ વધારતા ધૂમ્રપાન અને પીણાઓની વચમા ચર્ચાઓ થતી કોઈ લેખક નવનકથાનુ પહેલુ પ્રકરણ લખી આવે કૅાફી હાઉસમા બેઠા જ તેની ચર્ચા થાય બપોરના ભાગમા આલ્બર્ટ કામૂ પણ નિયમિત રીતે લેખન કાર્યમા ભાગ લે અને ઊચી કોટિનુ સાહિત્ય વિવેચન આ મડળીમા થાય ગેબ્રિયલ માર્સેલે પણ સાર્ત્ર સાથે ઘણી ચર્ચા કરેલી 'સાર્ત્રની દુનિયા કૅાફી હાઉસની અટારીમાથી દેખાતી દુનિયા છે,' તેવુ માર્સેલનુ વિધાન શરૂઆતમા ઘણુ ટીકાપાત્ર થયુ હતું પરતુ સાર્ત્રે પોતે કબૂલ્યુ કે કૅાફી હાઉસમા કૌટુંબિક જીવનથી મુક્તિ મળે છે સાર્ત્રની નાટકો દ્વારા જેમ ખ્યાતિ પ્રસરી તેમ નવલકથાઓ અને ટૂકી વાર્તાઓમા પણ તેઓ પોતાની આગવી અભિવ્યક્તિ કરી શક્યા છે ૧૯૪૫ થી ૧૯૪૭ દરમ્યાન 'The Age of Reason', 'The Reprieve' અને 'The Troubled sleep એ ત્રણ નવલકથાઓ પ્રગટ થઈ પાર્શ્વભૂમિકા અને કથાવસ્તુની એક સળગ સકલના તેમા વ્યક્ત થઈ છે યુદ્ધકાલીન મનોદશાની તેમા અભિવ્યક્તિ થઈ છે સાહિત્યક્ષેત્ર ઉપરાત, આ જ સમયે સાર્ત્રની મહત્ત્વની કૃતિ 'Being and Nothingness' પ્રગટ થઈ વીસમી સદીમા ટેકનિકલ તત્ત્વજ્ઞાનનુ આ સહુથી અગત્યનુ પુસ્તક ગણાય છે તત્ત્વજ્ઞાનના કોઈ પણ મહાન જર્મન ગ્રથની હરોળમા તેને મૂકી શકાય સાહિત્યનુ માધ્યમ પસંદ કરનાર સાર્ત્રમા, મૂળથી

જ તત્ત્વચિંતક તરીકેની પ્રતિભા દેખાય છે ૧૯૪૯ સુધી સાર્ત્રનું આગ્ર વાદી વિરોધી વલણ ખૂબ ઉગ્ર હતું ૧૯૫૦ પછી સાર્ત્રને પોતાના સાથીઓ સાથે આ બાબત ઉગ્ર મનભેદ પડવા લાગ્યો સાર્ત્રનો લેખ 'The Communist and Peace' ૧૯૫૨માં પ્રગટ થયો ૧૯૫૪મા સાર્ત્ર રશિયાને પ્રવાસે ગયા સાર્ત્ર પોતાના ચેતનાના સિદ્ધાંત સાથે માર્ક્સનો ક્રાંતિનો વિચાર સુસંગત છે કે નહીં તે શોધવા માગતા હતા ૧૯૫૬મા સામ્યવાદી જગતમા બનેલા બનાવોથી સાર્ત્રના વલણમા ફરી પરિવર્તન થયું ૧૯૬૦મા 'Critique of Dialectical Reason' પ્રસિદ્ધ થયું સાર્ત્રની આ મહત્ત્વની કૃતિમા કાર્યની ભૂમિકાએ માનવીય પરિસ્થિતિનું સૂક્ષ્મ નિરૂપણ થયુ છે રૉબર્ટ ફ્રૂમિંગ માને છે કે તે સમયથી જ સાર્ત્રે અસ્તિત્વવાદ છોડીને માર્ક્સવાદ સ્વીકાર્યો છે, પરંતુ અસ્તિત્વવાદના કેટલાક મૂળ સિદ્ધાંતો સાથે અભિનવ માર્ક્સવાદ સુસંગત નથી એટલે જ રાજનૈતિક સિદ્ધાંતોમા સાર્ત્ર સુસંગત નથી એવી ફ્રૅન્ક કેમ્પ્લરે 'લાઈફ ઇન્ટરનૅશનલ'ના એક લેખમા ૧૯૬૪મા ટીકા કરી છે ૧૯૬૪મા સાર્ત્રને સાહિત્ય માટેનું 'નોબેલ પારિતોષિક' એનાયત કરવામા આવ્યું તે સમયે સ્વીડીશ પ્રેસ પ્રતિનિધિઓ સમક્ષ એક નિવેદનમા તેમણે જણાવ્યુ કે "લેખક પાસે તો એક જ સાધન છે—શબ્દ લેખકને બીજા કોઈ પણ પ્રકારનુ સન્માન મળે કે ટાઇટલ મળે તે વાચકો ઉપર એક પ્રકારનુ બંધન લાદે છે 'ઝયા-પોલ-સાર્ત્ર' તરીકે ઓળખાવુ એ એક બાબત છે 'ઝયા પોલ સાર્ત્ર નોબેલ પ્રાઈઝ વિજેતા' તરીકે ઓળખાવુ એ જુદી બાબત છે લેખકે પોતે વ્યક્તિ મટીને સસ્થા બની જવુ એ ઇચ્છનીય નથી સાસ્કૃતિક ક્ષેત્રે અત્યારે એક જ સમસ્યા છે—પૂર્વ અને પશ્ચિમનુ શાંતિમય સહઅસ્તિત્વ અને તેમા હાલમા સઘર્ષ અનિવાર્ય છે, પરંતુ આ સઘર્ષ માનવીઓ અને સસ્કૃતિઓ વચ્ચે છે, કોઈ સસ્થાઓ તેમા વચ્ચે પડે તે જરૂરી નથી"

સાહિત્ય, તત્ત્વચિંતન, રાજ્યશાસ્ત્ર વગેરે વિષયોને સ્પર્શતા તેમ જ

પ્રતિપક્ષની સમીક્ષા કરતા વિવિધ લેખો અને પત્રોનો સંગ્રહ 'Situations' ૧૯૪૭ થી ૧૯૬૫ સુધીમાં જુદા જુદા ગ્રંથ રૂપે પ્રસિદ્ધ થયો છે. સાર્ત્રનાં આ લખાણો તેમના આંતરનિરીક્ષણની અભિવ્યક્તિ છે. 'Les Temps Modernes' શીર્ષકનું એક સામયિક ઑક્ટોબર, ૧૯૪૬માં શરૂ થયું. તેના કેટલાક લેખો પણ 'Situations'માં પ્રસિદ્ધ થયા છે.

તેમાં આલ્બર્ટ કામૂ અને માર્લો પોન્ટી વિષેના સાર્ત્રના પત્રો બહુ રસપ્રદ છે. ૧૯૬૦માં કામૂના મૃત્યુ પછી પ્રગટ કરેલા એક લેખમાં તેમની વચ્ચે ઘણા મતભેદો અને ઘર્ષણ થયાં હતા એમ જણાવી કામૂના મૃત્યુની અર્થહીનતા પ્રત્યે સાર્ત્ર પોતાની મનોવ્યથા વ્યક્ત કરે છે. કામૂને સાર્ત્ર માનવતાવાદી મૂલ્યોના સહુથી પ્રભાવશાળી ઉપાસક તરીકે ઓળખાવે છે. આ લેખમાં સાર્ત્રની ભાવભીની અભિવ્યક્તિ તેમની મૈત્રીની સચ્ચાઈ પ્રગટ કરે છે. જો કે ૧૯૫૨માં સાર્ત્રે 'કામૂને પ્રત્યુત્તર' એ પત્રમાં કામૂનાં કેટલાંક વલણો ઉપર કડક ટીકા કરી હતી. સાર્ત્રના સામ્યવાદ તરફી વલણ અને તે સમયની રશિયાની રાજકીય પરિસ્થિતિ વિષેના કામૂ અને સાર્ત્રના મતભેદો ઘણા ઉગ્ર બન્યા હશે તેમ આ પત્ર વાંચતાં સમજાય છે. સાર્ત્રની દલીલ એ હતી કે રશિયામાં લોકો પ્રત્યે ક્રૂરતા આચરવામાં આવતી હશે, દમનનીતિ હશે અને મૃત્યુ-શિબિરો હશે પરંતુ માનવતાના ગૌરવને અને સ્વાતંત્ર્યનાં રક્ષણને ધ્યેય ગણનારા બીજા બિનસામ્યવાદી દેશો પણ કેટલીક આ જ પ્રકારની અથવા વધુ દમનલક્ષી નીતિઓ અપનાવે છે અને ભવિષ્યમાં પણ અપનાવશે. સાર્ત્ર પત્ર પૂરો કરતાં લખે છે: 'તમે (કામૂ) ગમે તે પ્રત્યુત્તર આપો, હું તમારી સાથે સંઘર્ષમાં નહીં ઊતરું. હું માનું છું કે આપણી વચ્ચેનું મૌન આપણો સંઘર્ષ વિસારી દેશે.' માર્લો પોન્ટીને પણ સાર્ત્ર એક નિકટના મિત્ર અને સહકાર્યકર તરીકે અંજલિ આપે છે. માર્ક્સવાદના સ્વીકાર, અસ્વીકાર કે પરિવર્તન વિષે બન્નેનું મનોમંથન આ લેખમાં

પ્રગટ કરવામાં આવ્યું કે ૧૯૫૦થી સાર્ત્ર અને પોન્ટી વચ્ચેનું અંતર વધતું ગયું. તેમ છતાં સાર્ત્રે પોન્ટીને છેવટ સુધી તેના માર્ગદર્શક અને અધિકારી મિત્ર તરીકે સન્માન્યા હતા.

સાર્ત્રના લૌકિક જીવનનો આલેખ રજૂ કરતાં પ્રોફે. વીલફ્રીડ ડેસન જણાવે છે કે સાર્ત્રની પ્રતિભા શરૂઆતમાં એક યુવાન સાહિત્યકાર તરીકે પ્રગટી હતી પરંતુ ત્યાર બાદ તત્ત્વજ્ઞાનના એક સમર્થ ચિંતક તરીકે તેમની પ્રતિભા સ્થપાઈ હતી. ૧૯૫૦ પછી તો રાજકીય પ્રવાહોના પ્રખર સમીક્ષક અને રાજકારણમાં સક્રિય વ્યક્તિ તરીકે સાર્ત્રની ગણના થવા લાગી. આ દૃષ્ટિએ સાર્ત્રના વ્યક્તિત્વમાં એક વિવિધલક્ષી સમન્વિતિ જણાય છે. ૧૯૬૦માં ડેસનને આપેલી એક મુલાકાતમાં સાર્ત્રે જણાવ્યું કે દરેક તત્ત્વચિંતકે ક્રાંતિની ભૂમિકાએ સક્રિય જીવન જીવવું જોઈએ. તત્ત્વચિંતક માત્ર તટસ્થ સમીક્ષક ન બનવું જોઈએ તેવો સાર્ત્રનો ખ્યાલ રહ્યો છે.

સાર્ત્રના અસ્તિત્વવાદની વિચારણા અત્રે માત્ર નીચેના વિષયો પૂરતી મર્યાદિત રહેશે :

(૧) સાર્ત્રની સાહિત્યમીમાંસા

(૨) સાર્ત્રનું તત્ત્વચિંતન

(૩) સાર્ત્રનું મનોવિજ્ઞાન

આ વિષયો ઉપર સાર્ત્રના વિચારોનું નિરૂપણ કર્યા પછી સાર્ત્રના અસ્તિત્વવાદનું મૂલ્યાંકન કરીશું.

## ૩. સાર્ત્રની સાહિત્યમીમાંસા

'Things fall apart, the centre cannot hold.
Mere anarchy is loosed upon the world'–*Yeats*

યુરોપ અને અમેરિકાના વીસમી સદીના સાહિત્ય ઉપર દૃષ્ટિપાત

કરતાં એક વિસંવાદી ચિત્ર ઊભું થાય છે એમ ઘણા વિવેચકોનો મત છે. આ સાહિત્યકારો શૈલી, વસ્તુનિરૂપણ કે અન્ય બાબતોમાં એકબીજાથી ભિન્ન છે પરંતુ તેમના સર્જનની પાર્શ્વભૂમિકા સમાન જણાય છે. શિકાગો યુનિવર્સિટીના સાહિત્ય અને ધર્મશાસ્ત્રના અધ્યાપક **નાથાન સ્કૉટે** આ ભૂમિકા આલેખવાનો પ્રયાસ કર્યો છે. તેમના મતે માન, લૉરેન્સ, કાફ્કા કે ફૉકનરના સર્જનમાં ઘણી ભિન્નતા છે પરંતુ આ બધા લેખકો કોઈક 'મૂળભૂત હતાશા'નો અનુભવ કરી રહ્યા હશે તેમ જણાય છે. સર્જક એકલો પડી ગયાનો અનુભવ કરી રહ્યો છે. વિરાટ સમાજમા સર્જક એક બાજુએ ફેંકાઈ ગયાનો અનુભવ કરે છે. પોતાની અનુભૂતિ વાચકોને પહોંચતી હશે કે નહીં તે વિષે સાહિત્યસર્જકોને શંકા ઊઠે છે; ભાવસંક્રમણ-ની કોઈ પારાશીશી ઉપલબ્ધ નથી. સર્જનપ્રવૃત્તિનુ સર્વાંગી મિથ્યાત્વ દેખાઈ આવે છે. વસ્તુઓનુ અને માણસોનુ પરંપરાગત મહત્ત્વ ઓસરતુ જાય છે. સર્જક સમક્ષ જે પ્રણાલિઓ છે તે જૂની પડે છે અને નવા મૂલ્યો સ્થાપવા માટે સર્જકો વચ્ચે કોઈ સમાન જીવનદૃષ્ટિ નથી. બધી જાતની પ્રગતિની વચમા પણ માણસને નિરાધારતા કદાચ આધ્યાત્મિક નિષ્ઠાને અભાવે જણાતી હોય તે શક્ય છે. વ્યવસ્થા અને સંગઠનનો અતિરેક કદાચ આતંરિક શૂન્યતામા પરિણમતો હોય. **બર્ટ્રાન્ડ રસેલે** એક ટેલિવીઝન ઈન્ટરવ્યૂમા ૧૯૫૯મા જણાવ્યું હતુ કે જ્યારે માણસો પોતાની સામાજિક સમસ્યાઓ ઉકેલી શકવા સમર્થ થશે ત્યારે ધર્મનુ જીવનમાં સ્થાન નહીં રહે. સાહિત્ય વિષે પણ આવુ વિધાન કરી શકાય ખરું? આ પ્રશ્ન સ્વાભાવિક છે, કારણ કે જીવનની રહસ્યમયતા ઘટતી જાય છે. વિજ્ઞાનના વિજયને લીધે પ્રકૃતિ અને સમાજ પારદર્શક બનતા જાય છે ત્યારે આંતરિક સમૃદ્ધિ ઘટતી જાય તેવુ પણ બને. આધુનિક સમાજમા 'સાધનો-ની વિપુલતા અને મૂલ્યોની દરિદ્રતા' છે તેવુ કેટલાક ચિંતકો માને છે. હકીકત અને મૂલ્યને વિખૂટા પાડવાનુ તટસ્થ વૈજ્ઞાનિક વલણ અપનાવાયું ત્યારથી જ જાણે કે મૂલ્યો અદૃશ્ય થતા જતાં હોય તેવી સર્જકોએ

ફરિયાદ કરી. ૧૮મી સદીના અંતના અને ૧૯મી સદીના આરંભથી જ આ જાતની ચિંતા અંગ્રેજોને થવા માંડી હતી. વીસમી સદીના સાહિત્યમાં 'રોમાન્ટિક' સંપ્રદાયનું વર્ચસ્વ પણ રહ્યું છે. ટી. એસ. ઇલિયટની ઉપમા મુજબ માણસનું વ્યક્તિત્વ એવું તો છિન્નભિન્ન થયું છે કે 'હવામાં ઊડતા ફફડાટવાળા કાગળના ટુકડા'ની સાથે તેને સરખાવી શકાય. આ સદીનો સાહિત્યપ્રવાહ 'અસ્તિત્વવાદલક્ષી' છે, તેવું રૉટનું અવલોકન છે. 'અસ્તિત્વ'ની સમસ્યા આ સાહિત્યમાં પ્રતિબિંબિત થાય છે. કાર્લ યાસ્પર્સે આધુનિક માનવીની દશાનો ઉલ્લેખ કરતાં કહ્યું છે કે, જેમ પ્રાચીન સંસ્કૃતિમાં અને ધર્મોમાં રહેલી અસુરો અથવા રાક્ષસોની કલ્પના અદૃશ્ય થઈ ગઈ તેમ અર્વાચીન યુગમાં ઈશ્વર અથવા દૈવી અધિષ્ઠાનની કલ્પના પણ હવે અદૃશ્ય થઈ જાય છે. ઈશ્વર-ગેરહાજરી માણસને નડે છે, ઈશ્વરના અસ્તિત્વની શંકામાત્રથી માણસ ચિંતિત થાય છે, તેની જવાબદારી વધે છે કારણ કે ઈશ્વરની ઇચ્છા પ્રમાણે જીવન ઘડાય છે તેવું આશ્વાસન રહેતું નથી. આધુનિક સાહિત્ય આ રીતે 'તાત્ત્વિક એકલતા'નું સાહિત્ય છે સાહિત્યકારને તાત્ત્વિક ઊણપ જણાય છે ભૂલો પડેલો માનવી અરણ્યમાં અટવાઈ ગયો હોય તેવી સર્જકની પરિસ્થિતિ છે.

અસ્તિત્વવાદી સાહિત્ય એ 'માનવતાવાદી' સાહિત્ય છે. તેમાં માણસની પરિસ્થિતિની રજૂઆત છે અને અસ્તિત્વના અનુભવોને પ્રકટ કરવામાં આવે છે પારલૌકિક તત્ત્વ કે તત્ત્વો હોય તો પણ માણસના જીવનને તે કેવી રીતે સ્પર્શે છે એ પ્રશ્નનો ઉત્તર નથી તેમ બિનઅસ્તિત્વવાદીઓ પણ સ્વીકારે છે. તો પછી સાહિત્યની મુખ્ય સમસ્યા માનવી વચ્ચેના સંબંધોની જ હોઈ શકે તેમ સાર્ત્ર, સાઇમન-દ-બોઉવા અને કામૂ માને છે. સાર્ત્રની સાહિત્યમીમાંસા સમજવા માટે સાહિત્યના સ્વરૂપ વિશે સાર્ત્રનો સિદ્ધાંત અને સાર્ત્રે સર્જેલા સાહિત્યની સમીક્ષા કરવાની આવશ્યકતા છે.

ચિત્રકાર, સંગીતકાર અને લેખકની તુલના કરતાં સાર્ત્ર સૂચવે છે કે ચિત્રકાર અને સંગીતકાર પોતાની કૃતિઓમાં કોઈ સર્વમાન્ય અર્થ નીપજાવવા માગતા નથી. કોઈ પણ બાબત જ્યારે પ્રતીક કે ચિહ્ન બની જાય છે ત્યારે આપણે તેનું ઉપસ્થિત સ્વરૂપ અવગણીને સૂચિત ધ્યેય તરફ ઉન્મુખ થઈએ છીએ. દા. ત., જો 'સફેદ ગુલાબ'ને વફાદારીનું ચિહ્ન કે પ્રતીક ગણીએ તો આપણે તેનું ફૂલ તરીકેનું અસ્તિત્વ અવગણીએ છીએ. સાર્ત્રની દૃષ્ટિએ, સાચો કલાકાર વસ્તુના ઉપસ્થિત સ્વરૂપમાં જ પરોવાઈ જાય છે તેના દૂરગામી મહત્ત્વનો ખ્યાલ કરતો નથી. ફૂલનુ ચિત્ર દોરનાર પોતાની પ્રવૃત્તિથી એક 'કાલ્પનિક પદાર્થ'ને અસ્તિત્વ આપે છે અને ત્યાં અટકી જાય છે. લેખક જ્યારે કોઈ 'ઘર'નુ વર્ણન કરે ત્યારે તેનો હેતુ સમજાવવાનો, માર્ગદર્શન આપવાનો, અર્થ નીપજાવવાનો કે અપેક્ષા પરિપૂર્ણ કરવાનો છે. પરંતુ ચિત્રકાર 'ઘર'ની આકૃતિ દોરે ત્યારે એ માત્ર 'કાલ્પનિક વિષય' રજૂ કરે છે. ચિત્ર વિષેના વિચારો અનુભૂતિઓ વગેરે એ ચિત્રની વિગતો સાથે સહઅસ્તિત્વમા છે. ચિત્ર વિષે આપણે અનેક વિરોધી કલ્પનાઓ કરી શકીએ છીએ કારણ કે કલાકારનો હેતુ આપણને કંઈ સમજાવવાનો નથી; કલ્પનામા સર્જેલા વિષયો માત્ર ભેટ ધરવાનો કલાકારનો ઇરાદો છે; રગ અને ધ્વનિની મદદ લેતો કલાકાર અને શબ્દોની મદદ લેતો સાહિત્યકાર બન્ને વચ્ચે મૂળભૂત તફાવત છે. રંગ અને ધ્વનિનુ કલાકૃતિમા સ્વયભૂ મહત્ત્વ છે. અને તેની વિવિધ અર્થછટાઓ પણ તેની અદર જ રહેલી છે.

ગદ્ય અને કાવ્યનો તફાવત સાર્ત્ર સ્પષ્ટ કરે છે. સાત્ર કવિતાને સંગીત અને ચિત્રકળા સાથે સરખાવે છે. જેમ ધ્વનિ અને રંગોની સ્વયભૂ ઉપસ્થિતિ તે કળાઓનું હાર્દ છે તેમ શબ્દોની સ્વયં ઉપસ્થિતિ કવિતાનું હાર્દ છે. સાર્ત્ર લખે છે: 'Poets are men who refuse to utilize language'–કવિ શબ્દોને સાધનરૂપે વાપરતો નથી.

શબ્દો તેને માટે વસ્તુઓ છે, ચિહ્નો નથી. ગદ્ય ભાષામાં શબ્દો વસ્તુઓ સૂચવે છે અને વસ્તુઓ માટેના વ્યવહારમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. બારીના કાચની આરપાર જોઈને દશ્ય જોવા માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે એટલે કાચનું મહત્ત્વ નથી, તેમાંથી દેખાતા દશ્યનું મહત્ત્વ છે તેવી રીતે શબ્દોની આરપાર જઈને લેખક અન્ય ભાવનોને નિર્દેશ કરવા માગે છે. ગદ્યલેખક માટે ભાષા 'પારદર્શી' છે, કાવ્યલેખક માટે તે દર્પણ અને તોફાની પ્રકૃતિની જેમ મુક્ત છે. કાવ્ય એ કવિનો શબ્દદેહ છે. નીચેની પંક્તિઓનું સાર્ત્ર પૃથક્કરણ કરે છે :

'Oh seasons! Oh castles!
What soul is without fault ?'

આ પંક્તિઓમાં કોઈ પ્રશ્ન પૂછ્યો નથી. આ પંક્તિઓનું સાદું નિરૂપણ થઈ શકે, 'દરેક માણસથી કંઈ ભૂલો થાય છે.' પરંતુ આટલું જ કહેવું હોય તો કાવ્યરૂપી પંક્તિઓ શા માટે લખી? હકીકતમાં આ પંક્તિમાં 'soul' શબ્દને કવિએ 'પ્રશ્નાર્થક અસ્તિત્વ' આપ્યું છે તેમ સાર્ત્ર માને છે. કવિના લાગણીની અભિવ્યક્તિ નથી. અનુભૂતિ શબ્દોમાં ધીમે જાય છે. બરફના ઓગળવાની જેમ શબ્દો કવિતામાં નક્કર બની જાય છે; સઘન બને છે, કવિ અને કલાકારને માટે વૃક્ષ, પથ્થર, નદી, ખડક અને શબ્દોનું અસ્તિત્વ એક જ કક્ષાનું છે. કવિ ભાષાને શણગારે છે, વાપરતો નથી. કવિ ભાષાને બહારથી જુએ છે—જાણે કે ઈશ્વરની દૃષ્ટિએ જુએ છે. અનુભૂતિ શબ્દોમાં મઢી લેવામાં આવે છે. કોઈને ફ્રેઈમમાં મઢયા પછી તેને જોવા કરવાનો હોય છે. તેનો કોઈ ઉપયોગ નથી. કવિતાનું પણ તેવું જ છે.

કવિતાની સરખામણીમાં, ગદ્યલેખક ભાષાનો ઉપયોગ કરે છે. ગદ્ય ભાષા વિનિમયલક્ષી છે. પારગામી છે; શબ્દો સ્વયં વસ્તુઓ નથી; તેના સંકેતો છે. વસ્તુઓને નામ આપવાની, તેનું વર્ગીકરણ કરવાની અને તેને ઓળખવાની ક્રિયા નિર્લેપ તટસ્થ ભાવે કરી શકાય નહીં. કોઈના

વર્તનની ટીકા કરતાં આપણે તેને તેમ કરતા અટકાવવા માગીએ છીએ શબ્દોમા એક વ્યક્તિ બીજી વ્યક્તિ સમક્ષ તેની પરિસ્થિતિ સર્વભોગ્ય સ્વરૂપમા પ્રગટ કરે છે. લેખક જગતમા સડોવાઈ જવુ પડે છે તે 'વ્યસ્ત' (engaged) બને છે. એ તટસ્થ પ્રેક્ષક નથી. મૂલ્યાકન કરે છે, નિર્ણય લે છે, કાર્યોન્મુખ થાય છે, 'શબ્દો'ને સાર્ત્ર 'ભરેલી પિસ્તોલ' સાથે સરખાવે છે અને ગોળીબાર કરવો જ હોય તો લક્ષ્ય શોધવું જોઈએ; નિર્દોષ બાળકની જેમ અવાજ સાભળવાના શોખથી પિસ્તોલ ફોડવાનુ શકચ છે પણ જરૂરી નથી. 'લખવા ખાતર લખવાનુ' ધ્યેય સાર્ત્ર સ્વીકારતા નથી

શૈલી વિશે સાર્ત્રના વિચારો બહુ સ્પષ્ટ છે. લેખકે બે જાતની પસદગી કરવાની હોય છે· (૧) કયા વિષય ઉપર લખવુ છે, (૨) કઈ રીતે લખવુ છે પહેલી પસદગીમાથી બીજી પસદગી ફલિત થાય છે. સારા લેખકો માટે વિષય કરતા શૈલી મહત્ત્વની હોઈ શકે નહીં. 'મુખ્ય વસ્તુ શૈલી શોધવાની છે; વિચાર તેને અનુસરશે' ગીરાડોઉકસનુ આ વિધાન સાર્ત્ર સ્વીકારતા નથી

લેખક શા માટે લખે છે? લેખક અને વાચકવર્ગનો સબધ શો? સાર્ત્રની સાહિત્ય મીમાસામા આ પ્રશ્નો મહત્ત્વના છે પ્રત્યક્ષ અનુભવની ક્રિયા અને સર્જનક્રિયાનો તફાવત સાર્ત્ર સ્પષ્ટ કરે છે જોવુ, સાભળવું, સ્પર્શ કરવો, સૂઘવુ વગેરે અનુભવો મવેદનકક્ષાએ વસ્તુઓનુ ભાન કરાવે છે વૃક્ષો, પર્વતો, ફૂલો આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે પરતુ આપણે માત્ર તેના પ્રેક્ષકો છીએ; સર્જકો નહીં પ્રત્યક્ષ અનુભવની કક્ષાએ 'પદાર્થ'-નુ મહત્ત્વ છે; નિરીક્ષકનુ નહીં, તેથી વિરુદ્ધ સર્જનક્રિયામા સર્જકનુ મહત્ત્વ છે; સર્જક પોતાના સર્જનને તટસ્થ ભાવે અવલોકી શકે નહીં, સાચા પર્વતનુ વાસ્તવિક જગતમા અવલોકન કરવામા જોનારની સરખા-મણીમા પર્વતનુ આધિપત્ય વધુ જણાય છે કારણ કે નિરીક્ષકની ગેર-હાજરીમા પણ પર્વત છે ત્યારે ચીતરેલા પર્વતમા ચિત્રકારનુ આધિપત્ય

છે કારણ કે કાલ્પનિક પદાર્થ ચિત્રકારનું સર્જન છે. સર્જક પોતાની કૃતિમાં પોતાના જ અનુભવો મૂકે છે એટલે પોતાની કૃતિનું ફરી પાછું અવલોકન કરે ત્યારે તેને તેના જ અનુભવો પાછા મળે છે. પોતાની આંતરિકતામાંથી સર્જક છટકી શકતો નથી. જોડા બનાવનાર પોતાના બનાવેલા બૂટ પહેરી શકે; મકાન બાંધનાર વ્યક્તિ પોતે તેમાં બીજાની જેમ જ રહી શકે; પરંતુ લેખક પોતાની કૃતિને બીજાની જેમ વાંચી શકે નહીં. વાચનપ્રવૃત્તિમાં અપેક્ષા છે, જિજ્ઞાસા છે, રહસ્ય છે. વિષયના અંત સુધી પહોંચવાની તમન્ના છે. વાચકને માટે કૃતિમાં નવીનતા છે; વાચકને ભવિષ્ય છે, લેખકને ભૂતકાળ છે. વાચક રાહ જુએ છે, ત્યારે પોતાની કૃતિ વાંચતો લેખક માત્ર પુનરાવર્તન કરે છે. લેખક પોતાની કૃતિમાં રહેલી ચમત્કૃતિથી પરિચિત છે એટલે તેને તેમાં રસ રહેતો નથી. પોતાની કૃતિનો આનંદ માણવા માટે લેખક 'હમેશાં મોડો' પડે છે; આ પૃથક્કરણ ઉપરથી ફલિત થાય છે લેખક પોતાને માટે જ સર્જન કરતો નથી. સાર્ત્ર લખે છે: 'There is no art except for and by others'. લેખક સર્જક તરીકે મહત્ત્વનો છે પણ વાચક તેની કૃતિને વાસ્તવિકતા આપનાર તરીકે મહત્ત્વનો છે; વાચક પણ એક રીતે સર્જક છે, તમામ સાહિત્ય એક 'અપીલ' છે; વાચકના સ્વાતંત્ર્યને તેમાં પડકારવામાં કરવામા આવે છે. વાચકે સાહિત્યસર્જનમાં ભાગીદાર થવાનું છે; વાચક સર્જકને શરણે આવે તેવું પ્રભુત્વપ્રિય સર્જન એકપક્ષીય છે. વાચક પોતાની સ્વતંત્ર ઇચ્છાથી લેખકની કલ્પનામાં જોડાય ત્યારે સાહિત્યકલાની સાર્થકતા થાય છે. સર્જકની પ્રતિભા વાચકની ચેતનાને લીધે પુષ્ટ થાય છે. જેવી રીતે વાચકના સ્વાતંત્ર્યને લેખક સ્વીકારે છે તેવી રીતે લેખકના સ્વાતંત્ર્યને વાચક સ્વીકારે છે. એટલે સરવાળે કોઈ પણ કલાકૃતિનું અધિષ્ઠાન માનવસ્વાતંત્ર્યમાં છે. પરિણામે તમામ સાહિત્ય આશાવાદી હોય છે. દા. ત., અમેરિકન હબસીએ ગોરા લોકોનો તિરસ્કાર રજૂ કરતી નવલકથા લખી હોય તો પણ તે અંતિમ દૃષ્ટિએ આશા-

કાર્ય સમાજની ચેતના જાગૃત કરી અને તેને કાર્યાભિમુખ કરવાનું છે, માત્ર માનવસ્વભાવનું જ્ઞાન આપવાનું નથી 'તત્ત્વવિજ્ઞાનીઓએ જગતને સમજવાની કોશિશ કરી; હવે જગતમાં તો તેમાં પરિવર્તન લાવવાનું છે' માર્ક્સનું તત્ત્વચિંતકો વિષેનું વિધાન સાર્ત્ર સાહિત્યકારો માટે પણ લાગુ પાડે છે. માણસ પોતાનો 'યુગ' પસંદ કરી શકે નહીં પરન્તુ પોતે જે 'યુગ'માં જીવે છે તેમાં પોતાની જીવનરીત પસંદ કરી શકે છે. દરેક સાહિત્યકાર પોતાના યુગ માટે લખે છે કારણ કે તે ભવિષ્યનું પ્રક્ષેપણ કરે છે પોતાને 'નોબેલ પ્રાઇઝ' મળ્યું તે વખતના નિવેદનમાં કામૂએ પણ સાહિત્યસર્જનનો હેતુ 'સત્યની અને મુક્તિ'ની સેવા કરવાનો છે તે બાબત સ્પષ્ટતા કરી હતી પરંતુ લેખકે પોતાના સિદ્ધાંતો પાત્ર દ્વારા સમાજ સમક્ષ મૂકવા એ સાહિત્યસર્જનનું ઉચિત ધ્યેય ગણાય? સાર્ત્રનું સાહિત્યસર્જન સાર્ત્રની વિચારધારાનું પ્રતિબિંબ છે એવું ઘણા વિવેચકોનું મંતવ્ય છે આ સંદર્ભમાં કુ હેઝલ બાર્ન્સ જણાવે છે કે કોઈ પણ પ્રતિભાશાળી સર્જક પોતાની કૃતિઓમાં તેની જીવનદૃષ્ટિ મૂર્ત કરે તો તે અયોગ્ય ગણી શકાય નહીં સંઘર્ષ, સ્વાતંત્ર્ય અને પસંદગીની સમસ્યાઓનું વ્યક્તિગત સ્વરૂપ અસ્તિત્વવાદી સાહિત્યમાં વ્યક્ત થયું જોઈએ

### સાર્ત્રનું સાહિત્યસર્જન

સાર્ત્રના સાહિત્યસર્જન વિષેના વિચારો રજૂ કર્યા પછી સાર્ત્રના સાહિત્યસર્જનનો પરિચય અસ્થાને નથી સાર્ત્રની નવલકથાઓ અને નાટકોનો ઉલ્લેખ આ સંદર્ભમાં અનિવાર્ય છે તેનો અભ્યાસ સાર્ત્રની તત્ત્વમીમાંસા અને મનોવિજ્ઞાન માટે ઉપકારક છે

સાર્ત્રે પોતાની નવલકથાઓ દ્વારા 'માનવસ્વાતંત્ર્ય'ને નક્કર વાસ્તવિક પરિસ્થિતિઓમાં મૂર્ત સ્વરૂપે રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે 'Nausea' એ સાર્ત્રની પ્રથમ નવલકથા છે તે ચિંતનશીલ નવલકથા છે માનવીના જીવનના બનાવો એક સળંગ વાર્તાની ઘટનાઓની જેમ સુવ્યવસ્થિત બનતા નથી માનવીઓનું અને વસ્તુઓનું અસ્તિત્વ આકસ્મિક

જણાય છે આતરનિરીક્ષણની એક ભૂમિકાએ વસ્તુઓ પણ ચોક્કસ આકારવાળી, સ્થિર, સઘન અને એકબીજાથી જુદી સીમાઓવાળી જણાતી નથી દરેક વસ્તુ તેના યથાસ્થાને છે, તેના ગુણ અને કાર્યો પ્રમાણે તેનુ વર્ગીકરણ થાય છે અને પરિણામે આ ઇન્દ્રિયગોચર દશ્ય જગત એક સુયોજિત માળખું છે તેનુ ભાન કયારેક અચાનક અદૃશ્ય થાય છે 'નૉશિયા'ના નાયક ઍન્ત્વની રોકેન્ટીનને વસ્તુઓના અસ્તિત્વ પ્રત્યે એક જાતની ઘૃણા ઉદ્‌ભવે છે જીવનનો કોઈ પૂર્વનિશ્ચિત અર્થ જણાતો નથી કોઈ અસ્તિત્વ અનિવાર્ય લાગતુ નથી અસ્તિત્વની નગ્નતાને ઢાકવા માણસ સલામતીરૂપ અર્થ શોધે છે વૃક્ષો, ખડકો, પથરાઓ વગેરે વસ્તુનુ અસ્તિત્વ શા માટે છે અને શા માટે આખુ઼ં ઢોળાઈ જાય છે તે સમજાતુ નથી અસ્તિત્વ છે એટલું જ નહીં, વધારે માત્રામા છે, છલકાય છે, તેનુ પ્રયોજન શુ? આઇરીસ મુરડૉક લખે છે કે, 'Nausea is an epistemological essay on the phenomenology of thought' મુરડૉક આ નવલકથાના નાયકને પ્રખ્યાત સ્કૉટિશ ફિલૉસૉફર હ્યુમ સાથે સરખાવે છે હ્યુમને પણ વસ્તુઓના જગતમા કયાય 'અનિવાર્યતા' જણાઈ નહોતી છેવટે રોકેન્ટીન એક કૉફી હાઉસમા રેકૉર્ડ સાભળે છે અને ત્યા તેને કઈક નવુ જ ભાન થાય છે તેને વિચાર આવે છે કે જે યહૂદીએ આ ગીત લખ્યું અને જે સ્ત્રીએ તે ગાયું એ બન્ને જાણે કે અસ્તિત્વમાથી બચી ગયા છે, તેનુ કારણ તેઓની કલાકૃતિ છે રોકેન્ટીન પણ કઈક સર્જનાત્મક કૃતિ લખવાનુ નક્કી કરે છે અહીં નવલકથા પૂરી થાય છે વાસ્તવિક અસ્તિત્વમા જે લક્ષણો ખૂટે છે તે કઈક કલાકૃતિ દ્વારા સાર્થક થશે તેનુ સાર્ત્ર રોકેન્ટીનના આ નિર્ણય દ્વારા જણાવવા માગે છે આ નવલકથામા 'કાર્ય' બહુ થોડુ છે તે વિચારના ભાર નીચે દબાઈ ગયેલી લાગે છે અહીં પાત્રની એકલતા અને આતર નિરીક્ષણથી ઉદ્‌ભવતી ભાવસ્થિતિઓ રજૂ કરવામા આવી છે અને

અસ્તિત્વનો તાત્ત્વિક પ્રશ્ન ચર્ચવામાં આવ્યો છે.

'Roads to Freedom' એ શીર્ષક હેઠળ લખાયેલી ત્રણ સળંગ નવલકથાઓમાં સાર્ત્રની સર્જક તરીકેની પ્રતિભા પ્રગટ થાય છે 'Age of Reason' ૧૯૪૫માં પ્રગટ થઈ, 'The Reprieve' ૧૯૪૬માં અને 'The Troubled Sleep' ૧૯૪૯માં પ્રસિદ્ધ થઈ. આ શ્રેણીનું ચોથું પુસ્તક પ્રસિદ્ધ થયું નથી, તેના કેટલાક ભાગો ૧૯૪૯માં સાર્ત્રનાં સામયિકમાં પ્રસિદ્ધ થયા હતા. બીજા વિશ્વયુદ્ધકાલીન ફ્રાંસની પરિસ્થિતિની પાર્શ્વભૂમિકામાં આ નવલકથાઓ લખવામાં આવી છે

આ નવલકથાઓમાં ત્રણ મુખ્ય પાત્રો છે: બુદ્ધિજીવી અને નિષ્ક્રિય મૅથ્યુ, જાતીય વિકૃતિનો ભોગ બનેલો ડૅનિયલ અને સામ્યવાદી પક્ષનો સભ્ય બ્રુનેટ. માર્સેલી મૅથ્યુની પ્રેમિકા છે પરંતુ મૅથ્યુ તેને પરણતો નથી. મુક્ત રહેવા માગે છે. તે ગર્ભવતી હોવા છતાં મૅથ્યુ કંઈ નિર્ણય લેતો નથી. ગર્ભપાત કરાવવા માટે યોજના કરે છે. તે દરમ્યાન ડૅનિયલ માર્સેલીને પરણવા માટે મિત્રભાવે પોતાની તૈયારી બતાવે છે. ડૅનિયલ 'સજાતીય' પ્રેમવ્યવહાર આચરતો હોવાથી શરમ અનુભવે છે એટલે તેના બદલારૂપે માર્સેલીને પરણવા તૈયાર થાય છે. મૅથ્યુને તેના શિષ્ય બોરિસની બહેન આઈવીચ પ્રત્યે પણ આકર્ષણ થાય છે। પરંતુ છેલ્લી ઘડીએ તે તેનો ત્યાગ કરે છે. મૅથ્યુને પોતાના સ્વાતંત્ર્યને જોખમમા મૂકવુ નથી અને છતાં નિર્ણય લેવાની પરિસ્થિતિ આવ્યા કરે છે. એ આંતરિક સંઘર્ષથી પીડાય છે. બ્રુનેટનું પાત્ર વધુ સુસંગત છે. તેણે પહેલેથી પોતાના સામ્યવાદી પક્ષના જોડાણને અનુરૂપ કાર્યો કરવાનું નક્કી કર્યું હતું. ડૅનિયલના વિચલિત વ્યક્તિત્વને અનુસરવું કે બ્રુનેટના કાર્યલક્ષી સુસંગત વ્યક્તિત્વને સ્વીકારવું એ બાબત મૅથ્યુ નિર્ણય લઈ શકતો નથી. ડૅનિયલ કહે છે કે પોતે જે ધારે તેનાથી જુદું વર્તન કરવુ એ જ સાચી મુક્તિ છે. બ્રુનેટ મૅથ્યુને સમજાવે છે કે પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવવામાં જ ખરી મુક્તિ છે, મૅથ્યુ કશું

નક્કી કરતો નથી ફ્રેન્ચ લશકરના સૈનિક તરીકે મૅથ્યુ જવાબદારી ઉઠાવે છે 'નોશિયા'ના નાયકને ઘૃણાનો અનુભવ થાય છે, ત્યારે મૅથ્યુને અસ્તિત્વની નિરર્થકતામા પોતાની મુક્તિનો અનુભવ થાય છે 'I am free for Nothing' યુદ્ધમા જ્યારે ફ્રાસનુ પતન થાય છે ત્યારે મૅથ્યુ એની લશ્કરી છાવણીમા હોય છે જર્મન સૈનિકો આવી પહોચે છે અને મૅથ્યુ ટાવર ઉપર ચઢી જઈને ગોળીબાર કરે છે ૧૫ મિનિટ ટકી રહેવા માટે પણ તે તૈયાર છે સાર્ત્ર અહીં દર્શાવે છે કે આત્યતિક પરિસ્થિતિઓમા નિર્ણય કરવો જ પડે છે નવલકથાના ત્રીજા ભાગમા બ્રુનેટ નાયકનુ પાત્ર બને છે બ્રુનેટ સામ્યવાદી પક્ષનો ચુસ્ત સભ્ય હોવા છતા પક્ષની નીતિ વિરુદ્ધ કેટલે અશે જવુ તે બાબત ઘણા પ્રસગે બ્રુનેટને ઘર્ષણ થાય છે તે સાર્ત્ર કલાત્મક રીતે રજૂ કરે છે સાર્ત્રે કરેલા મૅથ્યુના પાત્રાલેખનની લાક્ષણિકતા દર્શાવતા કેટલાક વિવેચકોએ મૅથ્યુના જીવનની વિચિત્ર આકસ્મિકતા સ્પર્શી ગઈ છે 'હુ તને પ્રેમ કરુ છુ' તેમ મૅથ્યુ માર્સેલીને કહેવા જાય છે ત્યા 'હુ તને પ્રેમ નથી કરતો' તેવુ વાક્ય તે બોલે છે 'સામનો કરવો નિરર્થક છે તેવુ કહ્યા પછી મૅથ્યુ પાછો હથિયાર હાથમા લે છે ગ્રુરડૅાકના મત પ્રમાણે આ નવલકથાની કેન્દ્રીય સમસ્યા માનવમબધો અને સામ્યવાદ છે

સાર્ત્રની પાત્રસૃષ્ટિમા સ્વેચ્છાએ પોતાના શરીરને ઈજા કરવાના કેટલાક પ્રસગોનુ નિર્દેશન કેનેથ ડગ્લસે કર્યું છે આઈવીચ અને મૅથ્યુ રેસ્ટોરટમા બેઠા હોય છે ત્યા આઈવીચ, પાસે પડેલી છરી અચાનક પોતાના હાથમા ખોસી દે છે અને મૅથ્યુ પણ આવેશમા તેમ કરે છે સાઈમન-દ-બોઉવાની એક નવલકથામા ઝેવિયરી પણ સળગતી સીગારેટથી પોતાનો હાથ દઝાડે છે અસ્તિત્વને તીવ્ર બનાવીને જોખમકારક સ્વાતત્ર્ય મૂર્ત કરવાના અને પાત્રો વચ્ચે થતી ચેષ્ટા દ્વારા પ્રતીકાત્મક સબધો વ્યક્ત કરવા માટે આવા પ્રસગોનુ સાર્ત્ર નિરૂપણ કરે છે સાર્ત્રની પાત્રસૃષ્ટિની એક બીજી લાક્ષણિકતા પ્રત્યે કેનેથ ડગ્લસ નિર્દેશ કરે છે પુરુષ અને સ્ત્રીનો

પ્રેમ સંબંધ તાદાત્મ્યની કક્ષાએ નથી પહોંચતો દરેક પાત્ર પોતાની આન્તરિક એકલતા અને શૂન્યતામાંથી બહાર નીકળવા પ્રયત્ન કરે પરંતુ પ્રમાણભૂત વિચાર વિનિમય કે ભાવસંક્રમણ થતું નથી ફ્રૅંચ માર્સેલી અને આઈરીસ સાથેના સંબંધોમાં ગૂંચવાય છે 'The devil and the good Lord' એ નાટકમાં ગોએટ્ઝ અને હીલડાનો પ્રેમ પરિપક્વ કક્ષાએ પહોંચે છે પરંતુ છેલ્લે ગોએટ્ઝ કહે છે 'You are myself', we shall be alone together' બે પ્રેમીઓ ભેગાં થશે ત્યારે તે ખરેખર 'એકલા' થશે, એવા કથન દ્વારા સાર્ત્ર માનવપ્રેમમાં રહેલી આન્તરિક અપૂર્ણતાનો ખ્યાલ વ્યક્ત કરે છે

સાર્ત્રના પાત્રનિરૂપણમાં સામાજિક સંબંધો અને મૂલ્યસંગઠન પરત્વે પણ કંઈક નાસ્તિક વલણ જણાય છે આઈરીસના મત પ્રમાણે જ્યારે જ્યારે સાર્ત્રના પાત્રો આંતરિક રીતે જાગૃત થાય છે ત્યારે તેઓ તેમના સામાજિક સંબંધોમાં પાછા પડે છે આંતરિક ચેતના તીવ્ર થાય ત્યારે સામાજિક સંબંધોમાંથી ઉદ્ભવતું સંગઠન ઘટે છે સાર્ત્રના પાત્રો એક બીજા સાથે બહારથી સંબંધ રાખતા હોય તેવું જણાય છે એકબીજામાં ઓતપ્રોત થઈ શકતા નથી આંતરિક સભાનતાને પરિણામે તેઓ વિખૂટા પડે છે સાર્ત્રના પાત્રોમાં સામાજિક 'સાયુજ્ય'ને બદલે 'વિયોગ' દેખાય છે તેમ છતાં સાર્ત્રનો હેતુ સાહિત્યસર્જન દ્વારા વ્યક્તિને સમાજની સમસ્યાઓ પ્રત્યે જાગૃત કરવાનો છે લેખક કાર્યરત (engaged) હોવો જોઈએ તેવો સાર્ત્રનો મત છે

૧૯૪૫માં એક ઈન્ટર્વ્યૂમાં સાર્ત્ર જણાવ્યું કે 'મારા બધા પાત્રો, કશુંક કાર્ય કરે પછી બીજા ગમે તે કાર્યો કરી શકે છે પાત્રો જે પ્રમાણે વર્તન કરે છે તે તેના ભૂતકાળ સાથે સુસંગત છે કે નહીં તે હું વિચારતો નથી ત્યારે ઝોલાની નવલકથામાં પાત્રો ચુસ્ત નિયતિવાદનું પાલન કરે છે મારા પાત્રોને હમેશાં ભવિષ્યકાળ હોય છે મુક્તિ હોય છે' જૂન ૧૯૪૬ના એક મૅનિફેસ્ટો'માં સાર્ત્ર લખે છે 'માણસની 'બુદ્ધિશાળી પ્રાણી'

કે 'સામાજિક પ્રાણી' તરીકે વ્યાખ્યા આપી શકાય નહીં; પરંતુ 'પરિસ્થિતિઓમાં પોતાનાં સ્વાતંત્ર્યનો ઉપયોગ કરતું પ્રાણી' એવી માણસની વ્યાખ્યા આપી શકાય. આપણે નાટકોમાં એવી પરિસ્થિતિઓ રજૂ કરવી જોઇએ કે જે માનવીની મૂળભૂત સમસ્યાઓને વ્યક્ત કરે અને આવી પરિસ્થિતિમા માણસ કઈ સ્વતંત્ર પસંદગી કરે છે તેની શોધમાં પ્રેક્ષકો પણ ભાગ લે."

સાર્ત્રની રંગભૂમિનો પરિચય કરાવતાં ગોઈખારનીડ સૂચવે છે કે સાર્ત્ર અને કામૂનાં નાટકોનો હેતુ વર્તમાન યુગના માનવીની અસ્તિત્વની સમસ્યાઓ પ્રગટ કરવાનો છે. મૃત્યુ, ખૂન, યુદ્ધ, અત્યાચાર, દમન વગેરે વિષયોનું નિરૂપણ માનવીનાં અસ્તિત્વને માટે પડકારરૂપ છે. માણસનું સ્વાતંત્ર્ય જોખમમાં મુકાય ત્યારે જ તેના અસ્તિત્વની ચેતના ખળભળી ઊઠે છે. જીવનની પરિસ્થિતિઓ વ્યક્તિઓ માટે વિકલ્પોરૂપે આવે છે. આપઘાત કે ખૂન, વફાદારી કે દગો, શરણાગતિ કે ક્રાંતિ વગેરે વૈકલ્પિક પસંદગીથી ચિંતિત બનેલી વ્યક્તિ પોતાની મુક્તિનો ઉપયોગ કઈ રીતે કરે છે, સંઘર્ષોમા પોતાનુ અસ્તિત્વ સ્થાપવા કેવી રીતે મથામણ કરે છે તે સમસ્યા સાર્ત્રના નાટકોમા પ્રગટ કરવામા આવી છે. માણસ અમુક પ્રકારનો છે માટે તે અમુક રીતે વર્તન કરે છે તેવો સિદ્ધાત સાર્ત્ર સ્વીકારતા નથી. માણસ અમુક રીતે વર્તન કરે છે માટે તે અમુક પ્રકારનો ગણવામા આવે છે તેવુ સાર્ત્ર માને છે. એક દૃષ્ટિએ જીવન અર્થહીન લાગે છે. તેનુ કોઈ તાત્ત્વિક ઔચિત્ય જણાતું નથી. બીજી તરફ વ્યક્તિને જવાબદારી, સ્વાતંત્ર્ય, મૂલ્યનો અનુભવ થાય છે. મનુષ્યઅસ્તિત્વની આ સંદિગ્ધતા છે. કામૂ લખે છેઃ 'જગત અર્થયુક્ત છે કે નહીં તે હુ જાણતો નથી. કદાચ માનવબુદ્ધિથી પર એવો પારગામી અર્થ હોય તો પણ, તેવો અર્થ માનવીય પરિસ્થિતિને માટે નિરર્થક છે.' કામૂ એવી દલીલ કરે છે કે વિશ્વના સદર્ભમાં માનવજીવન નિરર્થક છે તેના ઉપરથી વ્યક્તિનું જીવન જીવવાલાયક નથી તેવુ ફલિત થતું નથી. અર્થ પામવાની બૌદ્ધિક જરૂરિયાત અને જગતની અપારદર્શકતાને પરિણામે

'Absurd'ના ખ્યાલ ઉદ્દભવે છે ૧૯૪૫મા કામૂએ લખ્યું હતું 'I continue to believe that this world has no higher meaning But I know that something in it has a meaning and that is man' માનવજીવન કોઈ પૂર્વયોજિત વ્યવસ્થા પ્રમાણે ઘડાતું નથી સાર્ત્રના મત મુજબ માનવી પોતે અર્થ ઉપજાવે છે જેમ કોરા કેન્વાસને ફાડી નાખવું કે તેમા ચિત્ર દોરવું તે બાબતમા કલાકારને સ્વાતંત્ર્ય છે તેમ જીવન અન્તિમ દૃષ્ટિએ અર્થહીન છે તેમ સ્વીકારવા છતા આપઘાત કરવો કે મૂલ્યો સર્જીને જીવન રીતિ ઘડવી તે બાબતમા માનવી સ્વતંત્ર છે સાર્ત્રની નવલકથાના પાત્રોમા પણ આ જાતનો સંઘર્ષ વ્યક્ત થાય છે તત્ત્વહીન આકસ્મિક અસ્તિત્વ માથી બચી જવા માટે કલાકૃતિનું નિર્માણ શક્ય છે તેવો નિર્દેશ 'નૌશિયા'મા સાર્ત્ર કરે છે તાત્ત્વિક દૃષ્ટિએ 'અર્થહીનતા'ના ખ્યાલને કેન્દ્રમા રાખીને સર્જેલું સાહિત્ય તદ્દન અર્થહીન ન ગણી શકાય ૧૯૫૦મા લખાયેલા એક નિબંધમા કામૂએ એક બાબત સ્વીકારી છે કે 'જીવન અને જગત અર્થહીન છે' તે વિધાન અર્થયુક્ત છે કામૂ અને સાર્ત્રની દૃષ્ટિએ સાહિત્યસર્જન થઈ શકે છે એ જ હકીકત 'સપૂર્ણ નિરર્થકતા'ના સિદ્ધાતને ખોટો ઠરાવે છે

૧૯૪૩મા સાર્ત્રનું પહેલું નાટક 'The Flies' પૅરિસમા ભજવાયું હતું આ નાટકમા ગ્રીક પુરાણકથાનો ઉપયોગ કરવામા આવ્યો છે તેમા માણસ અને દેવોના સબધનો પ્રશ્ન હાથ ધરવામા આવ્યો છે માનવ સ્વાતંત્ર્યની સમસ્યા તેમા વ્યક્ત કરવામા આવી છે જ્યુપીટર અને ઓરેસ્ટિસના સવાદમા માનવસ્વાતંત્ર્યની મૂળભૂત પરિસ્થિતિ રજૂ થાય છે

જ્યુપીટર 'મે તને સ્વાતંત્ર્ય આપ્યું છે—પરતુ તું મને આધીન થઈ શકે તેટલા માટે'

ઓરેસ્ટિસ 'તમારે મને સ્વતંત્રતા આપવી જોઈતી નહોતી હવે

મારી સ્વતંત્રતા હું તમારી વિરુદ્ધ ઉપયોગમાં લઉં તો આપણા બન્નેમાથી કોઈ જવાબદાર નથી.' મુક્તિનું ભાન અચાનક થતાં પાત્રોમા ઘણાં પરિવર્તનો થાય છે તે સાર્ત્રે દર્શાવે છે. 'Freedom has struck me like lightning'–ઓરેસ્ટિસની આ પ્રતીતિ આ નાટકને સમજવામાં ઘણી મહત્ત્વની છે. આ નાટકમાં પાપ-પુણ્યની સમસ્યા ધર્મના સંદર્ભમા રજૂ થાય છે.

સાર્ત્રનું 'No Exit' નાટક ૧૯૪૮માં અમેરિકામા ભજવાયુ ત્યારે તેને ત્યા બહુ આવકાર મળ્યો નહોતો. આ હકીકત જાણીને સાર્ત્ર ગુસ્સે થયા હતા પરતુ રમૂજમા તેમણે ટકોર કરી: 'અમેરિકન લોકો અસ્તિત્વ-વાદને નહીં સમજી શકે' આ નાટકમા 'પર'ના અસ્તિત્વની સમસ્યા રજૂ થઇ છે. તમામ માનવસબંધો સઘર્ષથી ખરડાયેલા છે. દરેક વ્યક્તિને માટે 'પર' (The Other)નુ અસ્તિત્વ જોખમકારક છે 'પર'ની દૃષ્ટિમા દરેક વ્યક્તિ પોતાની આતરિકતા ગુમાવી બેસે છે અને માત્ર 'પાત્ર' (object) બની જાય છે. બે પાત્રો પણ કોઈ ત્રીજા પાત્રની હાજરીમા ક્ષોભ સકોચ અનુભવે છે

આ નાટકમા ત્રણ પાત્રોને એકબીજા સાથે રહેવાની પરિસ્થિતિમા મુકાવુ પડે છે દોજખ (Hell)મા કોઈ સજા થતી નથી પણ દરેકને માટે બીજાનુ અસ્તિત્વ જ એક સજારૂપ છે તેનુ ભાન થાય છે. સાર્ત્રના મૃત્યુના ખ્યાલનો પણ આ નાટકમા નિર્દેશ થાય છે

'Lucifer and the Lord' નાટકમા નૈતિકતા અને માનવ-સંબધોના પ્રશ્નો ઈશ્વરના અસ્તિત્વના સદર્ભમા રજૂ થયા છે સાર્ત્ર અહીં કૅથૉલિક ચર્ચ પ્રત્યે કટાક્ષ કરે છે ત્યાગી ઈશ્વરનું અસ્તિત્વ જગતમા પ્રવર્તતા અનિષ્ટ સાથે સુસગત નથી તેનુ સાર્ત્ર આ કૃતિ દ્વારા દર્શાવવા માગે છે. ઈશ્વર સમક્ષ બે પ્રકારનુ વર્તન શક્ય છે: કા તો સપૂર્ણ શરણા-ગતિ અને આધીનતા સ્વીકારી લેવામા આવે અર્થાત્ ઈશ્વરને 'નિરપેક્ષ

સાક્ષી (Absolute Subject) તરીકે સ્વીકારવામાં આવે. આમાં જવાબદારી અને સ્વાતંત્ર્યનો અનાદર કરીને માણસ પામર જીવ બની જાય છે. બીજી શક્યતા ઈશ્વરનો અનાદર કરીને પોતાના સ્વાતંત્ર્યથી અનિષ્ટનું સર્જન કરીને ઈશ્વરને પડકારવાની છે. સાર્ત્ર જણાવે છે કે આ બંને વિકલ્પો તર્કસંગત નથી. જો ઈશ્વર નિરપેક્ષ સાક્ષી હોય તો તેને પડકારવાના પ્રયત્નો મિથ્યા છે અને જો ઈશ્વરને પડકારી શકાતા હોય, તેની વિરુદ્ધ બળવો કરી શકાતો હોય તો તે 'નિરપેક્ષ સાક્ષી' કહી શકાય નહીં. આ નાટકના પહેલા અંકમાં તેનો નાયક ગોએત્ઝ જાણી જોઈને અનિષ્ટને સ્વીકારીને ઈશ્વરને પડકારે છે 'I am the man who makes the Almighty uncomfortable' પોતાના દુષ્કૃત્યોથી ઈશ્વરની ન્યાયીપણાની મર્યાદા ઊભી કરે છે. ઈશ્વર સમક્ષ માનવીના મૂલ્યો નિરર્થક છે તેની પ્રતીતિ ગોએત્ઝને થાય છે. 'હું પોતે જ ઈષ્ટ અને અનિષ્ટનો સર્જક છું. ઈશ્વરનું મૃત્યુ થયું છે.' આ કથનના સંદર્ભમાં આ નાટકનું એક પાત્ર પૂછે છે 'ઈશ્વરનું મૃત્યુ કે જીવન મારે શા કામનું? પાપ કે પુણ્યના ખ્યાલને ઈશ્વરના ખ્યાલ સાથ સાંકળી લેવામાં આ પ્રપંચ છે તેવું સાર્ત્ર માને છે.

૧૯૬૯માં સાર્ત્રનું એક બહુ રસપ્રદ નાટક 'The Condemned of Altona' પ્રગટ થયું. હેઝલ બાર્ન્સના મતે સાર્ત્રની કલાકાર તરીકેની ઉત્તમ ક્ષણો આ નાટકમાં મઢી લેવામાં આવી છે. કેલિફોર્નિયા યુનિવર્સિટીના ફ્રેંચ વિભાગના અધ્યક્ષ પ્રોફેસર પક્યાલીએ આ નાટકની સમીક્ષા કરી છે અને સાર્ત્રની રૂબરૂ મુલાકાતમાં તેમની સાથે તેની ચર્ચા પણ કરી છે. નાઝી લશ્કરી અધિકારી ફ્રાંઝ પોતે યુદ્ધ પૂરું થયા પછી તેના પિતા સાથે રહે છે અને વર્ષો સુધી તે એકલો પુરાઈ રહે છે. બહારની દુનિયા સાથેનો તમામ સંપર્ક તોડી નાખે છે. નાઝી અધિકારી તરીકે યુદ્ધકાલીન જર્મનીમાં તેના દુષ્કૃત્યોથી તે દોષની ભાવના અને સંતાપથી પીડાય છે. ફ્રાંઝ તેની બહેન સાથે ગુનાહિત સંબંધ રાખે છે. ફ્રાંઝના પિતા કેન્સરથી

પીડાય છે. ૭ મહિનામાં તેનો અંત નિશ્ચિત છે એટલે તેઓ ફ્રાંઝના ભાઈની પત્ની જોહાના મારફતે ફ્રાંઝનો એકાંતવાસ તોડાવવા માગે છે. જોહાનાને તેની પ્રત્યે પ્રેમ થાય છે. ફ્રાંઝની ઇર્ષ્યાળુ બહેન આ બન્નેનો સંબંધ તોડાવે છે. સાચી પરિસ્થિતિનું ભાન ફ્રાંઝને કરાવે છે. ફ્રાંઝ પોતાના એકાંતવાસમાંથી બહાર આવીને તેના પિતાને મળે છે અને બન્ને આપઘાત કરે છે. ફ્રાંઝના પાત્રમાં શાપિત અંતરાત્માનો સંઘર્ષ સાર્ત્રે વ્યક્ત કરે છે. એકાંતવાસ અને મનોવિકૃતિનો આશરો લઇને ફ્રાંઝ પોતાના અંતરાત્માનો ભાર હળવો કરે છે. ફ્રાંઝની કેટલીક પાગલ અવસ્થાઓના સંદર્ભમાં સાર્ત્રને થયેલા ભ્રમના કેટલાક અનુભવોનો ઉલ્લેખ સાઇમન દ-બોઉવા તેમની આત્મકથામાં કરે છે. ૧૯૩૪-૧૯૩૫માં સાર્ત્રે કેટલીક ઔષધીઓનો ઉપયોગ કર્યો કે જેને લીધે તેમને ભ્રમની દશાઓનો અનુભવ થયો. સાર્ત્રને પોતાને ચિત્તભ્રમ થવાનો ભય લાગ્યો ત્યારે સાઇમને તેમને જણાવ્યું: 'Your only madneess is to believe yourself mad' સાર્ત્રને માનસિક બીમારી નહોતી તે વિશે સાઇમનને ખાતરી હતી.

નવલકથાઓ, ટૂંકી વાર્તાઓ અને નાટકો ઉપરાંત સાર્ત્રે જીવનવૃત્તાંત-આલેખન પણ કર્યું છે. 'Baudelaire અને Saint Genet' નામની કૃતિઓનો પરિચય મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ બહુ રસપ્રદ છે. દા.ત., બોદલેરના જીવનની મુખ્ય હતાશાઓ જેવી કે તેનો માતૃપ્રેમ, તેની માતાના પુનર્લગ્ન સામે રોષ, તેના મૃત પિતા પ્રત્યે દ્વેષમિશ્રિત વલણો વગેરેના સંદર્ભમાં તેનુ ચારિત્ર્ય આલેખવાના પ્રયાસો થયા છે. તેની માતાના પુનર્લગ્નથી બોદલેરને પોતાના વ્યક્તિત્વની અવગણના થયેલી લાગી હતી. તેનુ અસ્તિત્વ એકલવાયું બની ગયું હતુ. આ હતાશાને લીધે તેણે પોતાની જાતને એક પરાયું અસ્તિત્વ આપ્યું, તેને આત્મતિરસ્કારનો અનુભવ થયો. બોદલેરે ૨૫ વર્ષ પછી કવિતાનુ સર્જન પણ પૂરું કર્યું. તેમણે પોતાના જીવનમા અને કવિતામા અનિષ્ટ અથવા જીવનની કાળી બાજુને વધારે મહત્ત્વ આપવાનું પસંદ કર્યું. અનિષ્ટની વાસ્તવિકતામાં

તેઓ માનતાં હતાં. 'Evil is the source of all pleasure' તેવું તેમનું મંતવ્ય હતું. સાર્ત્રના મનોવિજ્ઞાન મુજબ વ્યક્તિ પોતાના અનુભવોમાંથી પોતાની મૂળભૂત જીવનરીતિ (Project of Being) પસંદ કરી લે છે અને તેનાં કાર્યો તેમાંથી ફલિત થાય છે.

'સંત જેને'ના જીવનવૃત્તાંતમાં બાર્ન્સની દૃષ્ટિએ સાર્ત્ર બહુ સંતોષકારક રીતે રજૂઆત કરી શક્યા નથી, તેમ છતાં સાર્ત્રનું મનોવૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ તેમાં વધારે સ્પષ્ટતાથી જાણી શકાય છે. જેને નાની ઉંમરમાં ચોરી કરતો પકડાય છે. આ બનાવ તેના જીવન માટે ઉમતા ધારણ કરે છે, કારણ કે જેને કોઈના દત્તક પુત્ર તરીકે જીવતો હતો. પરિણામે તેના અસ્તિત્વમાં મૂળભૂત અસલામતી હતી, તેની ચોરી કરવાની ક્રિયા પ્રતીકાત્મક હતી. તેણે પોતે ચોર થવાનું નક્કી કર્યું કારણ કે તેનો સમાજ તેમ માનતો હતો. સમાજે તેને માટે જે કાર્યભૂમિકા નક્કી કરી હતી તે પ્રમાણે તે જીવતો હતો. જાતીય જીવનની તેની વિકૃતિ પણ આ જ કારણે ઉદ્ભવી હતી. જેને જેલમાં કવિતા લખતો અને 'Our Lady of Flowers' એ નવલકથા પણ ૧૯૪૨માં એણે લખી હતી. તેની પાત્રસૃષ્ટિમા અનિષ્ટની ઐચ્છિક પસંદગી વ્યક્ત થાય છે. જેનેના મન મુજબ પાત્રોનો દુરાચાર એ કોઈ ગરીબી કે મજબૂરીનું પરિણામ નથી. જાણી જોઈને પણ અનિષ્ટને અસ્તિત્વમાં લાવવાનું શક્ય છે. જેનેની લેખક તરીકેની પ્રતિભા પ્રસરી અને તેને જેલમાંથી મુક્તિ મળી. સમાજને બદનામ કરતા સાહિત્યકારને સમાજે જ છોડાવ્યો એ સાર્ત્રની દૃષ્ટિએ એક વિચિત્રતા છે. બુદ્ધિજીવીઓ અને કલાકારનો તે મિત્ર બની ગયો. આ વૃત્તાંત દ્વારા સાર્ત્ર એવુ સિદ્ધ કરવા માગે છે કે અમુક નૈતિક વિશેષણોથી માણસનુ મૂલ્યાંકન કર્યા પછી તે માણસનું ભાવિ જીવન તે વિશેષણોને અનુરૂપ જ રહે તેવુ માની શકાય નહીં.

'Words' નામના પુસ્તકમા સાર્ત્રની આત્મકથા રજૂ થઈ છે. સાર્ત્રના જીવનના આરંભકાળનુ તેમાં બહુ કલાત્મક વર્ણન થયું છે. સાર્ત્રના

પિતા સાર્ત્રના જન્મ પછી બે વર્ષે મૃત્યુ પામ્યા એટલે સહેજે તેની માતા અને તેના દાદા ચાર્લ્સ સાથે સાર્ત્રની બાલ્યાવસ્થા વ્યતીત થયેલી હતી. તેમની પાસેથી સાર્ત્રે વાચનનો શોખ કેળવ્યો હતો. સાર્ત્રનું આત્મભાન જેમ વિકસતું ગયું તેમ તેમને અમુક હતાશ, એકલવાયા અસ્તિત્વના અનુભવો થતા ગયા. સાર્ત્ર લખે છે: 'I was an empty palace of mirrors in which the emergent century reflected its boredom.'

પોતાના લખવાના શોખનો દાખલો આપતાં સાર્ત્ર જણાવે છે કે નોટબૂક અને શાહી ખરીદીને તેઓ નોટબૂક ઉપર 'નવલકથા માટેની નોટ' એવા શબ્દો લખતા. સાર્ત્રની લેખનપ્રવૃત્તિને તેમની માતાએ પ્રોત્સાહન આપ્યું હતું પરંતુ કલ્પનાનો આવો અતિરેક સાર્ત્રને પોતાને વધુ પડતો જણાયો હતો. સાર્ત્રના પ્રારંભિક લખાણોની પ્રશંસા કરતાં ચાર્લ્સે કહ્યું હતું: 'He has got the bump of literature'. સાર્ત્રને જ્યારે એમ પૂછવામાં આવતું હતું કે, 'મોટા થઈને તમે શું કરશો?' ત્યારે સાર્ત્ર પાસે એક જ જવાબ હતો: 'હું લખીશ' સાર્ત્રના મિત્રો અને સંબંધીઓ પણ લેખનકાર્યની તેમની ભાવિ સિદ્ધિ વિશે આગાહી કરતા હતા.

સાર્ત્રના પુસ્તકના છેલ્લા ભાગના કેટલાક ઉદ્‌ગારો સાથે સાર્ત્રની સાહિત્યમીમાંસા પૂરી કરીશું.

"Writing is my habit and it is also my profession. For a long while I treated my pen as a sword, now I realize how hopeles, we are, I am writing, I shall write books. They are needed. Culture saves nothing and nobody, but it is a product of man...You can get rid of neurosis but you can never be cured of yourself"

એક આજીવન સાહિત્યકારનું બીજું શું ધ્યેય હોઈ શકે?

## ૪. સાર્ત્રનું તત્ત્વચિંતન

રેડિયુરલ તત્ત્વચિંતકોની વિચારસરણી જે સ્વરૂપમાં રજૂ કરી શકાય છે તે જ સ્વરૂપમાં સાર્ત્રનું તત્ત્વચિંતન આલેખી શકાય છે. અસ્તિત્વવાદીઓ સાહિત્યસૃષ્ટિ સાથે સંકળાયેલા હોવાથી, અસ્તિત્વવાદનું તાત્ત્વિક દૃષ્ટિએ કોઈ સૈદ્ધાંતિક માળખું જ ન સંભવે તેવું માનવામાં ભૂલ છે અસ્તિત્વ-વાદ વિશે સાર્ત્ર લખે છે: 'It is intended strictly for technicians and philosophers' તત્ત્વનિરૂપણની દૃષ્ટિએ અસ્તિત્વવાદમાં બહુ શિથિલતા છે તેવો અભિપ્રાય વ્યક્ત કરનારે સાર્ત્રનું આ કથન યાદ રાખવું જોઈએ

આ પ્રકરણમાં સાર્ત્રના તત્ત્વચિંતનના વિવિધ પાસાઓનો માત્ર પરિચય આપવામાં આ ગો છે, તેમાં નીચે જણાવેલા વિષયોનો સમાવેશ કરી શકાય:

(અ) સાર્ત્રની તત્ત્વમીમાંસા: (૧) સત્ત્વ અને અસ્તિત્વ (૨) ચેતન-રૂપ અસ્તિત્વ (૩) વસ્તુરૂપ અસ્તિત્વ (૪) પરલક્ષી અસ્તિત્વ (૫) ઈશ્વરનું અસ્તિત્વ (બ) સાર્ત્રનું નીતિશાસ્ત્ર (ક) સાર્ત્રનું સામાજિક ચિંતન (ડ) સાર્ત્રનું રાજનૈતિક ચિંતન (ઇ) સાર્ત્ર અને શિક્ષણના પ્રશ્નો

**(અ) સાર્ત્રની તત્ત્વમીમાંસા: (Metaphysics)**

(૧) **સત્ત્વ અને અસ્તિત્વ:** 'સત્ત્વ' અને 'અસ્તિત્વ'નો ભેદ પશ્ચિમના તત્ત્વજ્ઞાનમાં એરિસ્ટોટલના સમયથી પ્રચલિત છે. અસ્તિત્વ ધરાવતી વિશિષ્ટ વસ્તુઓના આકસ્મિક લક્ષણો દૂર કરીને તેના સમાન લક્ષણો ઉપ-થી 'સત્ત્વ'નો ખ્યાલ પ્રાપ્ત થાય છે અસ્તિત્વ વાસ્તવિક છે. અમુક સ્થળ અને કાળમાં છે અસ્તિત્વ મૂર્ત છે. કોઈ પણ વિશિષ્ટ વસ્તુ અનેક રીતે બીજી વસ્તુઓ સાથે જોડાયેલી છે સત્ત્વ સાર્વત્રિક છે અસ્તિત્વ વિશિષ્ટ છે. સત્ત્વ 'અચલ' છે, અસ્તિત્વ પરિવર્તનશીલ છે સત્ત્વ બુદ્ધિગ્રાહ્ય છે, વસ્તુઓનું અસ્તિત્વ ઇન્દ્રિયગોચર પણ હોય છે

'સત્વ' એટલે કોઈ પણ બાબતનું 'અંતિમ સ્વરૂપ' અથવા 'મૂળસ્વરૂપ' એવો સિદ્ધાંત પણ પ્રચલિત છે તે જ રીતે 'અસ્તિત્વ' શબ્દનો અર્થ વિશાળ છે 'રંગ'ને અસ્તિત્વ છે અને 'વિચાર'નું પણ અસ્તિત્વ હોય છે 'અસ્તિત્વ' માત્ર ભૌતિક વસ્તુ વિશે પ્રયોજાતો શબ્દ નથી ઈશ્વરના 'અસ્તિત્વ' વિષે પણ વિચારણા કરવામાં આવે છે કલ્પિત અને વાસ્તવિક એવો અસ્તિત્વ વિશે તફાવત દર્શાવી શકાય છે

અસ્તિત્વવાદીઓ 'સત્વ' અને 'અસ્તિત્વ'નો તફાવત સ્વીકારે છે ગેબ્રિયલ માર્સેલ સૂચવે છે કે અસ્તિત્વ વિશેનો કોઈ પણ ઉલ્લેખ અમુક પ્રકારના અનુભવનો નિર્દેશ કરે છે અસ્તિત્વ અને અનુભવ પરસ્પર સંકળાયેલા છે માર્ટિન હાઈડેગર અસ્તિત્વને જુદો અર્થ આપે છે ખડકો 'છે' વૃક્ષો 'છે' પ્રાણીઓ 'છે' પણ 'અસ્તિત્વ'માં નથી માણસ જ સાચા અર્થમાં અસ્તિત્વમાં છે કારણ કે તે મુક્ત અને સચેતન છે

સાર્ત્ર જણાવે છે કે અસ્તિત્વ બધે સ્થળે અધિકતારૂપે માલૂમ પડે છે અસ્તિત્વને અનિવાર્ય બાબત તરીકે સાબિત કરી શકાય નહીં 'આકસ્મિકતા', અસ્તિત્વનું મુખ્ય લક્ષણ છે સાર્ત્ર લખે છે 'દરેક અસ્તિત્વ ધરાવતી વસ્તુ પ્રયોજન વગર ઉદ્ભવે છે, નબળાઈને લીધે ટકી રહે છે અને અકસ્માત નાશ પામે છે' ઘણા તત્ત્વચિંતકોએ જગતનું અસ્તિત્વ કે આત્માનું અસ્તિત્વ ઈશ્વરના સ્વરૂપ કે ગુણમાંથી અનિવાર્ય રીતે ફલિત થતું દર્શાવ્યું છે સાર્ત્રની દૃષ્ટિએ આવા પ્રયત્નો મિથ્યા છે ત્રિકોણના સ્વરૂપમાંથી ત્રિકોણના સાર્વત્રિક ગુણો ફલિત થઈ શકે, ત્રિકોણનું હકીકતરૂપ અસ્તિત્વ ત્રિકોણની વ્યાખ્યામાંથી ફલિત થઈ શકે નહીં અસ્તિત્વનો અનુભવ 'વધારાની બાબત'ના અનુભવ જેવો છે ઈશ્વરનું અસ્તિત્વ સાબિત થાય તો પણ માનવીનું અમુક સ્થળ અને કાળમાં વિશિષ્ટ અસ્તિત્વ સમજાવી શકાય નહીં

સત્વ અને અસ્તિત્વનો ભેદ સમજાવવા સાર્ત્ર લખે છે 'Existence comes before essence' અસ્તિત્વ 'સત્વ'નું પુરોગામી છે

સાર્ત્રના અસ્તિત્વવાદનો આ મુખ્ય સિદ્ધાંત છે. કોઈ પણ વ્યક્તિ અમુક 'વસ્તુ'નું ઉત્પાદન કરવાની હોય તો જે વસ્તુ બનાવવાની હોય તેના સ્વરૂપ આકૃતિ પ્રયોજન વગેરેનું પહેલેથી તેને જ્ઞાન હોય છે અને તેને બનાવવાની રીતનો પણ ખ્યાલ હોય છે. દા. ત. પેપર-કટર કે ટેબલ બનાવવા પહેલાં તેની યોજના ડીઝાઈન કદ, વજન, સામગ્રી વગેરેનો એક સમગ્ર ખ્યાલ હોય છે જેને 'સત્ત્વ' કહી શકાય. આ 'સત્ત્વ' મુજબ તે વસ્તુને વાસ્તવિક અસ્તિત્વ આપી શકાય. આ જ પ્રકારની દલીલથી કેટલાક એમ સાબિત કરવા માગે છે કે માણસનું મૂળભૂત સ્વરૂપ કે 'સત્ત્વ' ઈશ્વરના 'મનમાં પહેલેથી નિશ્ચિત થયું હોય છે અને તે પ્રમાણે માણસનું અસ્તિત્વ ઘડાય છે. ઈશ્વર સર્જક છે અને નિશ્ચિત સત્ત્વ મુજબ દરેક વસ્તુને અસ્તિત્વ આપે છે. સાર્ત્ર આવો મત સ્વીકારતા નથી. માનવીનું 'સ્વરૂપ' પૂર્વનિશ્ચિત થયું નથી અને તેને આકાર આપનાર કોઈ દૈવી સર્જક નથી. ઘણા ચિંતકો ઈશ્વરને સર્જકરૂપે ન માનતા હોય તો પણ 'માનવ સ્વભાવ'નું કોઈ અચલ સ્વરૂપ પહેલેથી નિશ્ચિત થયેલું છે તેમ માને છે. સાર્ત્ર નિરીશ્વરવાદી છે. ઈશ્વર નથી. પરિણામે માણસનું અસ્તિત્વ તેનાં સત્ત્વની પહેલાં આવે છે. શરૂઆતમાં માણસ, 'માત્ર' અસ્તિત્વ ધરાવે છે. પોતાની જાતે પોતાના જીવનનો ઘાટ ઘડે છે. કોઈ વિરાટ તાત્ત્વિક માળખાના એક ભાગરૂપે માણસના જીવનનું 'નિર્માણ' થયેલું નથી. સાર્ત્ર લખે છે: 'Man is nothing but that which he makes of *himself*.' માણસને ચેતના છે. આંતરિક જીવન છે, ચેતના ધ્યેયલક્ષી છે, પારગામી છે; પરિણામે ભવિષ્યમાં પ્રક્ષેપણ કરે છે. માણસ નિર્ણયો લે છે; કાર્યો કરે છે; ધ્યેયો મેળવે છે; સંઘર્ષ અનુભવે છે; આમ કરવામાં તે એકલો છે, તેના નિર્ણયની જવાબદારી તેની પોતાની છે; માણસનું અસ્તિત્વ 'સ્વાયત્ત' છે. ઈશ્વરાધીન નથી; જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી તેનું જીવન તેનું પોતાનું છે. માણસ પોતાની મુક્ત પસંદગીથી નિર્ણયો લે છે પરંતુ તે પરોક્ષ રીતે બધા માણસના નિર્ણયોને સ્પર્શે છે. પસંદગી

કરવામાં મૂલ્યભાન છે અને મૂલ્યો બધા માણસને સ્પર્શે છે. સાર્ત્રના નાસ્તિકવાદથી તે નૈતિક અરાજકતામાં માને છે તેવું ફલિત થતું નથી કારણ કે તેમના મતે ઈશ્વરનું અસ્તિત્વ નથી એટલે જ માણસની જવાબદારી વધે છે. ઈશ્વરનુ અસ્તિત્વ એક આશ્વાસન અને સલામતી તેમ જ બચાવ કે રક્ષણ માટે અનુકૂળ છે. પરંતુ એવી માન્યતાના અભાવમાં ઇષ્ટ અને અનિષ્ટ વચ્ચેનું ઘર્ષણ ઘટી જાય છે તેમ સાર્ત્ર માનતા નથી. કોઈ પણ વ્યક્તિ પોતાના વર્તનથી માણસોનું વર્તન આદર્શ તરીકે કેવુ હોવું જોઈએ તેમ દર્શાવવા માગે છે.

માણસને અસ્તિત્વ છે; ચેતનરૂપ અસ્તિત્વ છે; પરિણામે ધ્યેયો પ્રાપ્ત કરવાનાં હોય છે અને સંકલ્પસ્વાતંત્ર્ય દ્વારા પસંદગી કરવાની હોય છે. પોતાની પસંદગીમાં મૂલ્યનુ ભાન હોવાથી પોતાના ઉપર માનવજાત માટે પરોક્ષ રીતે મૂલ્યો નીપજાવવાની જવાબદારી છે. આવુ ભાન માણસને ચિંતિત કરે છે. ઈશ્વર હોત, તેની આજ્ઞા પ્રમાણે જીવનવ્યવહાર ઘડવાનો હોત, તો આવી જવાબદારી અને ચિંતાથી માણસને આંતરિક અજંપો ન થાત. જે લોકો આવી ચિંતા દર્શાવતા નથી તેઓ તેને કોઈ ને કોઈ રીતે છુપાવે છે સાર્ત્ર સૂચવે છે કે પોતે જે કાર્ય કરે તેવુ કાર્ય બધા કરે તો શું થાય તેવો પ્રશ્ન પૂછવાથી પોતાના કાર્ય વિશે માર્ગદર્શન મળી જાય છે. આવા નિર્ણયો લેવામા ઉદ્‌ભવતી ચિંતા કે હતાશા નિષ્ક્રિયતા પ્રેરતી નથી. દોસ્તોએવ્સ્કીએ એક સ્થળે લખ્યુ છે: 'જો ઈશ્વરનુ અસ્તિત્વ ન હોય તો માણસને બધી છૂટ મળી જાય છે.' સાર્ત્ર કહે છે કે માણસને બધી જાતના કાર્યો કરવાની છૂટ મળે છે ત્યારે જ શુ સારું અને શુ ખરાબ એવો મૂલ્યનો પ્રશ્ન ઉદ્‌ભવે છે. ઈશ્વરમા શ્રદ્ધા હોય તો જ નૈતિક મૂલ્યો ટકે છે તેનુ સ્વીકારવુ જરૂરી નથી. માણસનુ અસ્તિત્વ કોઈ પણ જાતના 'બચાવ' વગરનુ છે. 'અસ્તિત્વ સત્ત્વની પહેલા આવે છે' એ સિદ્ધાંતમાંથી માનવસ્વાતંત્ર્ય ફલિત થાય છે. 'Man is condemned to be free' સાર્ત્રની આ પ્રચલિત ઉક્તિ છે. માણસને

મુક્ત 'રહેવું પડે' છે. માણસ 'શાપિત મુક્તિ' ધરાવે છે કોઈ પણ માણસ જન્મે 'કાયર' કે 'બહાદુર' હોતો નથી. પોતાના કાર્યોથી તે પોતાનું વ્યક્તિત્વ સર્જે છે. પહેલેથી નિર્મિત થએલું વ્યક્તિત્વ પછી તેના કાર્યોમાં પ્રગટ થતું નથી. કાર્યો દ્વારા 'સ્વ પ્રાપ્તિ'નો સાર્ત્રનો સિદ્ધાંત છે.

(૨) ચેતનરૂપ અસ્તિત્વ (Being-for-itself)

જ્ઞાતા અને જ્ઞેય પદાર્થના સંબંધનો પ્રશ્ન તત્ત્વજ્ઞાનમાં ઘણી દૃષ્ટિએ વિચારવામાં આવ્યો છે. સાર્ત્રના મત મુજબ વસ્તુઓ કે પદાર્થોનું આપણને જ્ઞાતા તરીકે જ્ઞાન થાય છે. કોઈ પણ પદાર્થ કે વસ્તુ અનેક રૂપે અનુભવી શકાય છે. દા. ત એક ટેબલનું પ્રત્યક્ષજ્ઞાન અનેક રૂપમાં અને સંબંધોમાં થઈ શકે છે. કોઈ પણ પદાર્થનું મૂળરૂપ (Essence) પદાર્થના આ દૃશ્યરૂપો (Appearances)નો એક સમુચ્ચય છે પદાર્થ જ્ઞાતાથી સ્વતંત્ર છે અને જ્ઞાતા સમક્ષ દૃશ્યરૂપોના સમૂહ તરીકે ઉપસ્થિત થાય છે. પદાર્થ ચેતનાની બહાર છે. ચેતનાથી સ્વતંત્ર છે; મને ટેબલનું જ્ઞાન છે. પરિણામે હું ટેબલ નથી તેવું ફલિત થાય છે. ટેબલનું અસ્તિત્વ 'હું તેને જાણું છું.' એ બાબત ઉપર આધારિત નથી પરિણામે 'ચેતનરૂપ' અને 'વસ્તુરૂપ' અસ્તિત્વ વચ્ચે દ્વૈત સર્જાય છે સાર્ત્ર આ ઉપરથી એમ તારવે છે કે તમામ તત્ત્વમીમાંસામાં જ્ઞાનમીમાંસા અભિપ્રેત છે અને તમામ જ્ઞાનમીમાંસામાં તત્ત્વમીમાંસા ગર્ભિત છે.

ચેતના પારગામી છે. તમામ ચેતના કોઈક વસ્તુઓની ચેતના છે. ચેતના વિષયલક્ષી છે ચેતનાને પોતાની કોઈ સામગ્રી નથી ચેતનામાં જે સામગ્રી છે તે વિષયોમાંથી પ્રતિબિંબરૂપે મળેલી છે ચેતના વિષયને પહોંચવા માગે છે. તે ધ્યેયલક્ષી છે. 'ટેબલ'ની જેમ, ચેતના પોતે એક 'વસ્તુ' નથી વસ્તુઓ અપારદર્શક છે. ચેતના પારદર્શક છે. ચેતના વસ્તુનિર્દેશનની ક્રિયા કરે છે. સાર્ત્ર ચેતનાના આ પ્રકારને '*Positional* Consciousness' કહે છે આમ તમામ ચેતના વસ્તુનિર્દેશક છે; બહિર્લક્ષી છે. આ સાર્ત્રનો પહેલો સિદ્ધાંત છે

તમામ ચેતના વસ્તુનિર્દેશક હોવા ઉપરાંત અપ્રગટ રીતે સ્વનિર્દેશક પણ છે, એ સાર્ત્રનો ચેતનાના સ્વરૂપ વિશેનો બીજો સિદ્ધાંત છે. 'Every positional consciousness of an object is at the same time non-positional consciousness of itself.' સાર્ત્ર એવી દલીલ કરે છે કે હું જ્યારે ટેબલનું ભાન અનુભવી રહ્યો હોઉં ત્યારે હુ પોતે ટેબલથી જુદો છું, જ્ઞાતા છું, તેવુ ભાન અપ્રગટરૂપે પણ મારી ચેતનામાં હોવું જ જોઈએ. કોઈ પણ વસ્તુનો અનુભવ કરવો એક બાબત છે; પરંતુ તે વસ્તુનો પોતાને અનુભવ થઈ રહ્યો છે તેવું ભાન હોવું એ બીજી બાબત છે. આ બન્ને બાબતો એકબીજા સાથે સંકળાયેલી છે. દરેક વખતે 'હુ જાણું છું કે હું જાણું છું' એવું જટિલ આત્મભાન હોતું નથી. દા. ત. સિગારેટ કેઈસમાં સિગારેટ ગણી રહેલી વ્યક્તિને ગણવાનું જ ભાન છે. પોતે સિગારેટ ગણી રહ્યો છે તેવું ભાન અપ્રગટ છે અને એ ધારે કે એને જરૂર પડે ત્યારે તે પ્રગટ થઈ શકે છે.

સાર્ત્ર ચેતનાના બે તબક્કા વર્ણવે છે. મનન પૂર્વેનો તબક્કો (Pre-reflective level) અને મનની કક્ષા (reflective level) સાર્ત્ર ડેકાર્ટનો 'હુ વિચારું છુ માટે હું છુ' એ સિદ્ધાત સ્વીકારે છે પરતુ ડેકાર્ટે મનનપૂર્વેનો તબક્કો બહુ સ્પષ્ટ કર્યો નહોતો તેની સાર્ત્ર ડેકાર્ટની ટીકા કરે છે. શુદ્ધ ચેતનાનું અસ્તિત્વ છે જ નહીં. દા. ત. હુ પુસ્તક વાચી રહ્યો છું. આ ચેતન અનુભવ છે પરંતુ જ્યારે પુસ્તક વાચી લીધા પછી મારા અનુભવ ઉપર હુ વિચાર' કરુ ત્યારે જ સ્વભાનનો તબક્કો આવે છે. વસ્તુઓમાં પરોવાઈ ગયેલી વસ્તુની ચેતનામાથી 'હુ'નું ભાન અદશ્ય થઈ જાય છે. વસ્તુઓની ચેતનામાં 'અહભાવ' હોતો નથી. ચેતનાનો વ્યાપાર સ્વયભૂ છે; સ્વયંપ્રેરિત છે. તદ્દન મુક્ત છે. ઘણા વિકલ્પો તેની સમક્ષ આવે છે. સાર્ત્ર ચેતનાની આવી અબાધિત મુક્તિનો ઉલ્લેખ કરતાં કહે છે કે એક યુવાન પત્નીને તેનો પતિ બહાર જાય છે ત્યારે અચાનક એવો ભય લાગે છે કે પોતે બારી પાસે બેસી જશે અને બજારુ ઓરતની

જેમ પુરુષોને આમંત્રણ આપવા બેસશે પોતાની મુક્ત ચેતનાનો આવો ભય કોઈ પણ નિશ્ચિત કારણોથી સમજાવી શકાતો નથી ચેતના જેમે તે રૂપમાં વહે છે અને સાવ પારદર્શક છે અહંભાવ (ego) ઘણી વાર મજબૂર બની જાય છે, પરિણામે સાર્ત્ર અહંભાવ(ego)ના પદાર્થરૂપ અસ્તિત્વમા માનતા નથી ચેતનામા વસ્તુરૂપ 'સઘનતા' નથી 'The world has not created the ME and the 'ME' has not created the world They are two objects of the absolute impersonal Consciousness' 'અહમ્'નો ખ્યાલ મૂળ ચેતન અનુભવ વિશે પાછળથી સભાન થવામા જ ઉદ્ભવે છે વસ્તુઓની ચેતના 'મારી' ચેતના બને છે ડેકાર્ટે 'હું વિચારું છુ માટે છુ' એવો સિદ્ધાંત રજૂ કર્યો 'હું વિચારું છુ' તેમાથી 'હું' વિચારક તરીકે અસ્તિત્વમા છુ પરિણામે ડેકાર્ટને જગતનું અસ્તિત્વ સાબિત કરવામા મુશ્કેલી પડી પરંતુ સાર્ત્ર 'હું વસ્તુઓ વિશે વિચારુ છું' એ વિધાનથી જ શરૂ કરે છે ચેતના વસ્તુનિર્દેશક છે હકીકતમા 'હું'નો અનુભવ પહેલા નથી આવતો

ચેતનાના નિષેધક સ્વરૂપ પ્રત્યે સાર્ત્ર નિર્દેશ કરે છે 'વસ્તુઓની' ચેતના છે એટલે ચેતના પોતે 'વસ્તુ' નથી ચેતનાનુ અસ્તિત્વ વસ્તુઓથી ભિન્નતાના ભાનમા રહેલું છે ચેતના ભાવાત્મક નથી અભાવાત્મક છે અભાવ બે પ્રકારના છે 'ટેબલ એ ખુરશી નથી' આ વિધાનમા બે બાહ્ય વસ્તુઓનો પરસ્પર નિષેધ છે પરંતુ જ્યારે કોઈક વસ્તુ અધૂરી છે કશુક ખૂટે છે એવું ભાન થાય ત્યારે આંતરિક 'અભાવ' સૂચવવામા આવે છે બીજનો ચાદ જોઇને કોઈ તેને અધૂરો ગણે તેનુ કારણ કે પોતાની ચેતનામા પૂર્ણ આકૃતિના ચાદ પ્રત્યે ભવિષ્યગમન શક્ય છે પરિણામે ભવિષ્ય અને વર્તમાનકાળ સરખાવીને વર્તમાનકાળમા કશુક ખૂટે છે તેવુ ભાન થાય છે ન્યૂનતાનુ ભાન માત્ર માનવચેતનામા જ શક્ય છે વસ્તુઓનુ અસ્તિત્વ 'ભરેલું' 'સઘન' છે તેમા કશુક ખૂટે છે તેવુ માત્ર ચેતના જ જાણી શકે બીજનો ચદ્ર વાસ્તવિકતા તરીકે અધૂરો

પણ નથી અને પૂરો પણ નથી. પૂનમના ચંદ્ર સાથે સરખાવનારને એ અધૂરો જણાય છે. વસ્તુઓથી ભરેલા જગતમાં શૂન્યને કોતરવાનું ચેતનાનું કાર્ય છે. જ્ઞાનનું સ્વરૂપ આ જ કારણે નિષેધક છે. દીવાલ ઉપર લટકતું ચિત્ર જોનારને ચિત્રનું જ્ઞાન થાય છે પોતાનું જ્ઞાન થતું નથી. વસ્તુ ચેતના સમક્ષ ઉપસ્થિત છે પરંતુ ચેતના તેનાથી દૂર જ રહે છે. ચેતના માત્ર વસ્તુઓને પ્રકાશિત કરે છે; વસ્તુઓને ઉત્પન્ન કરતી નથી. કોઈ પણ વસ્તુને નિશ્ચિત સ્વરૂપ આપીએ ત્યારે તેમાં આપણે નિષેધનું તત્ત્વ દાખલ કરીએ છે. જગતની પાર્શ્વભૂમિકામાં આપણે વસ્તુઓને 'આકૃતિ' રૂપે અનુભવીએ છીએ. નિષેધ અથવા અભાવનાં ત્રણ સ્વરૂપોનો સાર્ત્ર ઉલ્લેખ કરે છે. (૧) પ્રશ્નાર્થક (૨) વિનાશક (૩) અભાવાત્મક નિર્ણય.

હું જ્યારે પ્રશ્ન પૂછું, 'શું પીટર આ કૉફી-હાઉસમાં છે?' ત્યારે પીટરનાં અસ્તિત્વ વિશેનું 'અજ્ઞાન' આ પ્રશ્નમાં વ્યક્ત થાય છે. આ અજ્ઞાન ચેતનામાં રહેલા 'અસત્'નો નિર્દેશ કરે છે. આ પ્રશ્નનો જવાબ નિષેધક આવે તો પણ એક બીજા 'અસત્' (Non-Being)નો નિર્દેશ થાય છે. ધારોકે આ પ્રશ્નનો જવાબ હકારાત્મક આવે, એટલે કે 'પીટર કૉફી-હાઉસમાં છે' એવું વિધાન કરવામાં આવે તો પણ એક પ્રકારના 'અસત્'નો નિર્દેશ થાય છે એટલે બીજે સ્થળે પીટરની ગેરહાજરી સૂચિત થાય છે. તે જ પ્રમાણે કોઈ પણ વસ્તુનો વિનાશ થયો છે તેનું જ્ઞાન પણ 'અસત્'નો નિર્દેશ કરે છે. માનવચેતનાને લીધે જ 'વિનાશ'નું ભાન શકય બને છે કારણ કે પહેલાં 'અ' નામની વસ્તુ અસ્તિત્વ ધરાવતી હતી અને હવે તે નથી તેમ જાણનાર સાક્ષીરૂપ ચેતના ન હોય તો વિનાશનો કોઈ અર્થ નથી. નિષેધક વિધાનો પણ વસ્તુઓમાં 'અસત્'નું ભાન કરાવે છે. 'પીટર કૉફી-હાઉસમાં નથી' આ વિધાન પીટરની ગેરહાજરીના ભાનમાંથી ઉદ્ભવ્યું, પીટરની ગેરહાજરીનું ભાન થવા માટે કૉફી-હાઉસમાંની વસ્તુઓનું અસ્તિત્વ

પાર્શ્વભૂમિકારૂપે છે. તે જ પ્રમાણે પીટરના અસ્તિત્વની અપેક્ષા પણ એક ભાવાત્મક ભાસત છે. તેના સંદર્ભમાં જ પીટરની ગેરહાજરીનું ભાન થાય છે.

આ રીતે પ્રશ્નો પૂછીને, કલ્પના કરીને, વિનાશ કે પરિવર્તનના ભાન દ્વારા અને નિષેધક વિધાનો વ્યક્ત કરીને માનવચેતના વસ્તુઓથી ભરેલા જગતમાં એટલે કે 'સત્' (*Being*)મા 'અસત્' દાખલ કરે છે. વસ્તુઓ 'સત્' છે. તેની પાર્શ્વભૂમિકામા ચેતનાની નિષેધરૂપ પ્રવૃત્તિને લીધે 'અસત્' ઉદ્ભવે છે સાર્ત્રના મત મુજબ 'સત્' પડેલા છે અને 'અસત્' ચેતનાને લીધે છે. 'અસત્' વસ્તુઓમા નથી. 'અસત્' માનવ-મનના વ્યાપારોનું પરિણામ છે. જાણવું એટલે જ નકારવું; ભાન થવુ એટલે જ જુદું પડવુ. ચેતના વસ્તુઓની બહાર છે એટલે જ એ વસ્તુઓની સાક્ષીરૂપ બની શકે છે. વસ્તુઓથી અંતર ગણી શકે છે. ચેતના અને વસ્તુઓનુ દ્વૈત અનિવાર્ય છે. તેનો સમન્વય અશક્ય છે.

ચેતનાના નિષેધક સ્વરૂપનો સાર્ત્રનો ખ્યાલ તેમના સમગ્ર અસ્તિત્વવાદના પાયામા છે કારણ કે ચેતનાના સ્વાતંત્ર્યનો સિદ્ધાંત પણ તેમાથી જ ફલિત કરી શકાય છે ચેતના વસ્તુઓથી અલગ છે એટલે મુક્ત છે '*Human reality is Freedom*' પ્રકૃતિના જગતનો નિયતિવાદ માનવચેતનાને લાગુ પડતો નથી, ચેતનાના હાર્દમા જ અસત્ રહેલુ છે અને પરિણામે નિષેધ કરવાનુ તેને સ્વાતંત્ર્ય છે.

ચેતના અને કાળના અસ્તિત્વનો સંબંધ સમજાવતા સાર્ત્ર જણાવે છે કે વસ્તુઓના કે પદાર્થોના જગતમા 'ભૂતકાળ' કે 'ભવિષ્યકાળ' નુ અસ્તિત્વ નથી વસ્તુઓ માત્ર 'છે' દા. ત. એક ઘરને લીલો રંગ પડેલા હોય તેમા લાલ રંગનુ પેઇન્ટિંગ કરવામા આવે, તો સામાન્ય રીતે આપણે કહી શકીએ કે ભૂતકાળમા આ મકાનનો રંગ લીલો હતો, અત્યારે લાલ છે સાર્ત્ર આ હકીકતને સમજાવતા કહે છે કે, 'લીલા રંગના મકાન'નું અસ્તિત્વ તો માત્ર એ મકાન વિશે વિચાર કરનારના મનમા

જ છે. અત્યારે તો મકાનનો રંગ લાલ છે. મારા ભૂતકાળમાંથી 'લીલા રંગના મકાન'ની સ્મૃતિ અદશ્ય થઈ જાય તો પછી તેને સત્ની કોઈ બાબતનું અસ્તિત્વ જ રહેતું નથી. તે જ પ્રમાણે કોઈ માણસ મૃત્યુ પામે એ પછી બીજાની ચેતનામાં જ જીવે છે. વ્યક્તિની ચેતનાનો ભૂતકાળ છે તેનું 'વસ્તુરૂપ' 'થીજી ગયેલું' અસ્તિત્વ છે. ભૂતકાળમાં 'ચોર' બનેલો માણસ અત્યારે પણ 'ચોર' છે તેમ ન કહી શકાય. વર્તમાનકાળ પણ માત્ર ચેતનાને લીધે જ છે. વર્તમાનનું ભાન એટલે સાક્ષીપણાનું ભાન અને સાક્ષીપણાનું ભાન ચેતના સિવાય સંભવે નહિ. ટેબલને વર્તમાનકાળ નથી, ટેબલ જોનારને વર્તમાનકાળ છે. તે જ રીતે, વસ્તુની આરપાર જઈને બીજી બાબતોનુ કે રિક્તતાનું ભાન ન થાય ત્યાં સુધી ભવિષ્યકાળ પણ અસ્તિત્વમાં નથી. ભવિષ્ય એટલે વર્તમાન પરિસ્થિતિને પાર કરીને દરગામી બાબતોનો નિર્દેશ. કંઈક બાકી છે; ખૂટે છે; પૂરું કરવાનુ છે; હજી સમય છે; વગેરે ચેતનાના વ્યાપારને લીધે જ ભવિષ્યકાળ છે. ભૂતકાળ એટલે 'શક્યતાઓની અશક્યતા'; ભવિષ્યકાળ એટલે 'શક્યતાઓની શક્યતા' કાળના વિચારમા 'પહેલા' અને 'પછી'નુ ભાન અનિવાર્ય છે. સમયને એકતા અને અખંડિતતા આપનાર માનવચેતના છે.

એ ચેતનાના સ્વરૂપ વિશે સાર્ત્રના સિદ્ધાંતનો સંક્ષેપ કરતા કહી શકાય કે (૧) ચેતના વસ્તુનિર્દેશક છે, (૨) અપ્રગટ રીતે સ્વ નિર્દેશક છે, (૩) ચેતનાના બે સ્તરો છે–જ્ઞાનનો તબક્કો અને સ્વ-જ્ઞાનનો તબક્કો (૪) ચેતનાનુ મુખ્ય કાર્ય નિષેધાત્મક છે. વસ્તુઓથી અલગતાનુ ભાન એ જ ચેતનાના અસ્તિત્વનો પાયો છે. વસ્તુઓની સરખામણીમાં ચેતના પારદર્શક છે. (૫) પ્રશ્નો પૂછવામા, કલ્પના કરવામા, નિષેધક વિધાનો સ્થાપવામાં ચેતના વસ્તુઓથી ભરેલા જગતમા 'અસત્' સ્થાપે છે. ચેતનાના હાર્દમાં અસત્ છે. પરિણામે (૬) ચેતના તદ્દન મુક્ત છે અને (૭) કાળનાં ત્રણ પરિમાણોની સાક્ષી છે. ચેતનાનાં આ સંદર્ભમાં બે સ્વરૂપો છે. સાક્ષીરૂપ ચેતના (Reflecting Conscio-

usness) અને વિષયરૂપ ચેતના (Reflected Consciousness) જેમ ચેતના અને વસ્તુઓનું દ્વૈત છે તેમ ચેતનાની અંદર સાક્ષીરૂપ અને વિષયરૂપ ચેતનાનું દ્વૈત છે

(૩) વસ્તુરૂપ અસ્તિત્વ (Being-In-Itself)

ચેતના વસ્તુઓ સમક્ષ ઉપસ્થિત છે વસ્તુઓનું પ્રતિબિંબ ઝીલે છે પરિણામે ચેતના વસ્તુઓના અસ્તિત્વ ઉપર આધારિત છે તમામ જ્ઞાન નિષેધરૂપ છે 'આ ખુરસી છે' એમ કહેવામા તે 'બીજુ કઈ નથી' તેવુ જ્ઞાન સમાયેલુ છે ચેતના સીમાઓ દોરે છે, વસ્તુઓને ઓળખી-જાથી અને પોતાનાથી જુદી પાડે છે, 'સત્'મા 'અસત્'નુ આરોપણ કરે છે, ચેતના અભાવાત્મક છે, વસ્તુરૂપ અસ્તિત્વ ભાવાત્મક છે, ચેતના પારદર્શક છે વસ્તુરૂપ અસ્તિત્વ અપારદર્શક છે ચેતનાના હાર્દમા 'અસત્' છે વસ્તુરૂપ અસ્તિત્વ 'સત્' છે, ચેતના અને વસ્તુઓ વચ્ચે શૂન્યતાનો સેતુ છે વસ્તુરૂપ જગત અભાન છે સ્વત અસ્તિત્વમા છે ભૂત ભવિષ્ય વર્તમાનનો તફાવત વસ્તુઓમા નથી, કાળનુ નિર્માણ ચેતના કરે છે સાર્ત્ર લખે છે 'Being is Being is *in-itself Being is what it is*'

વસ્તુરૂપ અસ્તિત્વને સાર્ત્ર 'Phenomenon' શબ્દ દ્વારા વર્ણવે છે કોઈ વસ્તુ અ તેના ક, ખ, ગ રૂપોમા નિરીક્ષક A સમક્ષ ઉપસ્થિત થાય છે એટલે એક પરિમિત વિશિષ્ટ વસ્તુના ઘણા દશ્યરૂપો હોય છે, કોઈ એક નિશ્ચિત ક્ષણે નિરીક્ષક માત્ર વસ્તુનું અમુક જ દશ્યરૂપ જોતો હોય છે બાકીના શક્ય રૂપો ઉપસ્થિત હોતા નથી દા ત સૂર્યપ્રકાશમા હું ગુલાબનુ ફૂલ જોઈ રહ્યો છુ ત્યારે તે અમુક સ્વરૂપનુ દેખાય છે પરંતુ મધ્યાકાળે તે બીજા રૂપનું દેખાય છે આ બીજા રૂપોની અનુપસ્થિતિને કારણે વસ્તુઓનુ જ્ઞાતાની તત્કાલ મન સ્થિતિથી સ્વતંત્ર અસ્તિત્વ સાબિત થાય છે (Transphenomenal being of the *Phenomenon*)

વસ્તુઓના જગતમાં પરિવર્તન અને કાર્યકારણનો અનુભવ સમજાવતાં સાર્ત્ર જણાવે છે કે માનવચેતનાને લીધે જ પરિવર્તન શક્ય છે. 'પહેલાં' અને 'પછી'નો સંબંધ ગ્રહણ કરનાર સાક્ષીરૂપ ચેતના ઉપસ્થિત ન હોય તો વસ્તુઓના જગતમાં પરિવર્તન નથી. હ્યૂમની જેમ સાર્ત્ર કાર્યકરણનાં કોઈ આંતરિક જોડાણમાં માનતા નથી. अ બનાવ બન્યા પછી 'બ' બનાવ બને છે; માટે 'બ'ની આગાહી કરવામાં ચેતના પોતાનાં કાળ-નિર્માણનાં લક્ષણની મદદ લે છે.

વસ્તુઓનાં એક બીજા લક્ષણોનો સાર્ત્ર ઉલ્લેખ કરે છે. વસ્તુઓ સાધનરૂપ છે; વસ્તુઓ સ્વયં તટસ્થ છે પરંતુ ચેતનાએ સ્થાપિત કરેલા ધ્યેયના સંદર્ભમાં તેનો ઉપયોગ કરી શકાય (Utensility).

સાર્ત્રના વસ્તુરૂપી અસ્તિત્વના સિદ્ધાંતને સમજાવતા સેલ્વન સાર્ત્રની એક વિચિત્રતાનો ઉલ્લેખ કરે છે. સાર્ત્ર આધ્યાત્મવાદી (Idealist) ફિલસૂફ નથી. ભૌતિક વસ્તુઓનું સ્વતંત્ર અસ્તિત્વ સ્વીકારે છે. તેમ છતાં વસ્તુઓની વિવિધતા, દેશ-કાળ સંબંધો, પરિવર્તન વગેરે બાબતો ચેતનાના અસ્તિત્વને લીધે છે તેવુ સાર્ત્ર માને છે. એક બાજુ સાર્ત્રે ચેતનાને જાણે 'ખાલી' કરી નાખી છે. વસ્તુરૂપી બધુ અસ્તિત્વ તેમાથી લઈ લીધુ છે બીજી બાજુ વસ્તુરૂપી અસ્તિત્વની સાર્થકતા ચેતના સિવાય શક્ય નથી તેમ સાર્ત્ર માને છે. ચેતના એ શક્યતાઓ અને મૂલ્યોનુ અધિષ્ઠાન છે.

**(૪) પરલક્ષી અસ્તિત્વ (Being-For-Others)**

'પર'ના અસ્તિત્વનો પ્રશ્ન સાર્ત્રના અસ્તિત્વવાદનો સહુથી રસમય પ્રશ્ન છે આ પ્રશ્ન રજૂ કરવાની સાર્ત્રની પદ્ધતિ અને તેના ઉકેલની રીત પણ મૌલિક છે. આ સદર્ભમા હેગલ, હુસર્લ અને હાઇડેગરના સિદ્ધાંતો તપાસવા જરૂરી છે.

હેગલની દૃષ્ટિએ 'પર'નુ અસ્તિત્વ અનિવાર્ય છે 'હું' 'હું' ત્યારે જ હોઈ શકુ કે જ્યારે 'બીજા' 'બીજા' હોઈ શકે. 'હું'નુ ભાન નિરપેક્ષ નથી

સાપેક્ષ છે. 'સ્વનું' અસ્તિત્વ 'પર'ના અસ્તિત્વ ઉપર નભે છે. 'સ્વ' એટલે જે 'પર' નથી તે. 'સ્વ' અને 'પર'નો નિષેધ આંતરિક છે. 'સ્વ' અને 'પર' અન્યોન્યાશ્રિત છે.

હસર્લના મત મુજબ 'પર'નું અસ્તિત્વ 'સ્વ'નાં અસ્તિત્વની પાર્શ્વભૂમિ પૂરી પાડે છે. ટેબલ, ખુરસી, દીવાલ, મકાન–ગમે તે બાબત જુઓ કે વિચારો–બીજાનું અસ્તિત્વ તેમાં અભિપ્રેત જ છે.

હાઈડેગરની દલીલ પ્રમાણે માનવીનું અસ્તિત્વ જગતમાં છે અને અનિવાર્ય રીતે માણસ જગતમાં ફેંકાયેલો છે. દરેક વ્યક્તિએ સામાજિક કક્ષાએ જીવવું પડે છે. બીજાની હાજરીની નોંધ લેવી પડે છે.

સાર્ત્ર 'બીજા'ના અસ્તિત્વની સમસ્યાઓને વ્યક્તિગત સંદર્ભમાં વિચારે છે. એક વ્યક્તિ માટે બીજી વ્યક્તિના અસ્તિત્વનો અર્થ શું થાય? બીજી વ્યક્તિ મારે માટે માત્ર પાત્ર (object) છે કારણ કે હું તેને જોઈ શકું છુ; પરંતુ જ્યારે તે મને જુએ ત્યારે હું તેને માટે પાત્ર બની જઉં છુ. મારી સ્વતંત્ર દુનિયા એ છીનવી લે છે. બીજાની 'દૃષ્ટિ' (The Look of the Other) મારી આંતરિક સર્વોપરિતામા ભંગાણ પાડે છે. બીજી વ્યક્તિ મારી સામે દૃષ્ટિ કરે ત્યારે તે 'Subject' તરીકે રહે છે અને 'object' બનાવી દે છે. મારી દુનિયા 'મારી' જ નથી બીજાની પણ છે તેનુ મને ભાન છે. બીજી વ્યક્તિ મારા જેવો જ એક માણસ છે તેનુ ભાન થતા 'હું' તેનાં મૂલ્યાંકનનો વિષય બની જઉં છુ. તેને માટે 'હું' પાત્ર છુ; તે મારે વિશે શું ધારશે તેની મને ચિંતા થાય છે. તેની હાજરી 'મને' બેચેન બનાવે છે. મારા અહંકારની તીવ્રતા ઘટી જાય છે. બીજાની 'નજર' મને વીંધીને આરપાર નીકળી જાય છે. મારુ 'નિજત્વ' અકબંધ રહેતું નથી. મારૂં અસ્તિત્વ બીજાના અસ્તિત્વથી ભયમાં મુકાય છે. મારૂં સ્વાતંત્ર્ય જોખમાય છે. જગત ઉપરનો મારો કાબૂ ઢીલો પડી જાય છે. બીજાની દૃષ્ટિને લીધે હું મારૂં 'કર્તુત્વ' ગુમાવું છુ.

ધારો કે હું બંધ બારણાની તીરાડમાથી કશુક જોઈ રહ્યો છુ હું

આવી સ્થિતિમા હોઉ ત્યારે મને કોઈ જોઈ જાય તો મને 'શરમ'નો અનુભવ થાય છે. 'શરમ'નો અનુભવ બીજાની 'નજર'ના અનુભવમાથી નીપજે છે બીજાની સમક્ષ હુ મૂલ્યાકનનો વિષય બની જઉ છુ એટલે મને શરમનો અનુભવ થઈ શક્યો છે બીજાના અસ્તિત્વની આનાથી વધારે જીવન ખાતરી બીજી કોઈ ન હોઈ શકે. બોદલેરના જીવનવૃત્તાત-આલેખનમા પણ સાર્ત્ર આ પદ્ધતિનો ઉપયોગ કરે છે 'Reprieve' નવલકથામા "I am seen: I am not 'alone" એવુ વાક્ય ડેનિયલ ઉચ્ચારે છે.

મારી જે શક્યતાઓ છે તે પણ બીજાના અનુમાનનો વિષય થઈ શકે છે. પકડાઈ ગયેલો ચોર નાસી જવા માટે જે જગ્યા તરફ દોડવા માડે તે જગ્યા તેને પકડવા આવેલા માણસોએ આગળથી જોઈ લીધી છે. 'બીજા'ની શક્યતાઓ મારી શક્યતાઓને પાર કરે છે. પરિસ્થિતિઓ ઉપરના મારા પ્રભુત્વને બીજાનુ અસ્તિત્વ પડકારે છે. બીજાની નજર મને અમુક નિશ્ચિત 'સ્થળ' અને 'કાળ'મા અસ્તિત્વ આપે છે બીજાની 'નજર' થી મારા વ્યક્તિત્વમા જે ફેરફાર થાય છે તેનું જ્ઞાન આતર-ઉદ્‌ભવિત (intuition l) છે. તેને તાર્કિક રીતે સાબિત કરવાની જરૂર નથી હું છુ; મારી ચેતનામા બીજાના અસ્તિત્વનો ખ્યાલ છે માટે બીજાનુ અસ્તિત્વ છે એવી પરોક્ષ સાબિતિ આપવી અસ્થાને છે અથવા મારી જેમ બીજાને શરીર છે માટે મારી જેમ તેને પણ 'મન' હોવુ જોઈએ તેવુ સાદૃશ્ય–આયોજન સંમદ્ નથી બીજા માણસને મારા જેવુ જ મુક્ત અસ્તિત્વ છે તેવી પ્રતીતિ તાત્કાલિક છે 'My original fall is the existence of the other.' કોઈ પણ વ્યક્તિ પોતાની જાત માટે પાત્ર બની શકે નહીં પણ બીજાની દૃષ્ટિએ પાત્ર બની શકે, એટલે પોતાનુ તટસ્થ અવલોકન કરવુ હોય તો પોતાને બીજાની દૃષ્ટિએ જોવા જોઈએ જોકે માણસ તદ્દન અલિપ્ત રહીનેબીજાના અસ્તિ-ત્વથી ઉત્પન્ન થતો વ્યક્તિત્વનો આ ખળભળાટ ટાળી શકે ખરો બીજા

માણસોને હું વસ્તુઓ તરીકે ગણવાનું શરૂ કરું; તેની અવગણના કરું; અને મારું 'નિજત્વ' તેની દૃષ્ટિથી ઝિંધાઈ ન જાય તેની કાળજી રાખું પરિણામે બીજા માણસને હું માત્ર 'પાત્ર' બનાવીને વર્તન કરું છું. ઘણા માણસો બીજા માણસોને માત્ર 'સાધન' તરીકે ઉપયોગમાં લે છે. 'વેઈટર, એક કપ કૉફી લાવજે' એમ કહેનાર તેની સામે ઊભેલા માણસને માત્ર 'વેઈટર' જ ગણે છે અને તેનું મુક્ત માનવીય અસ્તિત્વ અવગણે છે સાર્ત્ર કહે છે કે ચેતનરૂપ અસ્તિત્વ (Being For Itself)ના સિદ્ધાંત માંથી 'પર'નું અસ્તિત્વ તાર્કિક રીતે ફલિત થતું નથી. પરંતુ 'પર'ના અસ્તિત્વનો અનુભવ થાય છે અને આ હકીકતની કોઈ સમજૂતી આપવી અશક્ય છે 'સ્વ' અને 'પર'નો સંબંધ નિષેધરૂપ છે હું 'ટેબલને જોઉં છું' તેના ભાનમાં હું ટેબલ નથી તેનું ભાન અભિપ્રેત છે તેવી જ રીતે હું 'બીજા માણસને જોઉં છું માટે હું તેનાથી અલગ છું તેનું ભાન અભિપ્રેત છે બીજો માણસ જગતની ભૌતિક વસ્તુઓ જેવી એક 'વસ્તુ' નથી; બીજાનો ભય લાગે છે; બીજાની દૃષ્ટિની શરમ અનુભવાય છે અને બીજાને પરાજિત કર્યાનો ગર્વ લેવાય છે, બીજાની નજરમાં પાત્રરૂપ બની ગયા પછી ફરી પાછું ગુમાવેલું 'નિજત્વ' સ્થાપી શકાય છે 'પર'ના અસ્તિત્વની સમસ્યાનું ચિત્રણ સાર્ત્રના 'No Exit' નાટકમાં બહુ સુંદર રીતે વ્યક્ત કરવામાં આવ્યું છે ઈનેઝ અને ઍસ્ટેલી એ બે સ્ત્રી પાત્રો અને ગરેસીન વચ્ચેના સંવાદોમાં આ તીવ્ર ચેતના વ્યક્ત થાય છે આ ત્રણે પાત્રોને એક બીજાના અસ્તિત્વનું ભાન બહુ હતાશ કરે છે.

ઈનેઝ 'હું માનું છું કે આપણા ત્રણમાંથી વારાફરતી દરેકે બીજાના દમન માટેનું પાત્ર બનવું પડશે"

(ઍસ્ટેલી મેકઅપ કરવા માગે છે; અરીસો નથી)

ઍસ્ટેલી કહે છે. "જ્યારે હું મારી જાતને જોઈ શકતી નથી ત્યારે મારા અસ્તિત્વ વિશે પણ મને શંકા જાય છે હું જ્યારે અરીસામાં જોતી ત્યારે બીજા લોકો મને કઈ રીતે જોતા તેનો મને ખ્યાલ આવતો'

ઈનિઝ: ધારો કે હું તમારે માટે અરીસો બની જઉં, તો?

એસ્ટેલી: હું મૂઝાઉં છું, હું અરીસામાં જોતી તેના કરતાં તમારી સામે જોવામાં મને જુદો અનુભવ થાય છે.

ગરૈસીન: આપણામાંનાં દરેકે બીજાની હાજરીનું ભાન ભૂલી જવું જોઈએ.

આ નાટકમાં 'Hell is other people' એવું અર્થગર્ભિત વાક્ય છે. બીજાની હાજરીથી વ્યક્તિમાં અનેક વિરોધી ભાવો ઉત્પન્ન થાય છે.

સાર્ત્ર એક બીજો પ્રશ્ન પૂછે છે: 'જીવોની અનેકતા શા માટે?' આ તાત્વિક પ્રશ્ન છે. કોઈ એક વિરાટ ચેતનાના અંશો કે આ બધા જુદા જુદા અંશ છે. સાર્ત્રને આ ઉત્તર સ્વીકાર્ય જણાતો નથી. ઉપરાંત સાર્ત્ર ઈશ્વરના અસ્તિત્વમાં માનતા નથી ઈશ્વર હોય તો પણ તે આ બધા જીવોનો સર્જક છે તેની કોઈ સાબિતી નથી. પરિણામે આ તાત્વિક પ્રશ્નનો કોઈ ઉકેલ નથી. 'હું છું' અને 'બીજા છે' આ હકીકતો છે; તેનો તાત્કાલિક અનુભવ થાય છે. તેને એક વિચારના માળખામાં ગૂંથી શકતી નથી.

### શરીરનું અસ્તિત્વ

'પર'ના અસ્તિત્વની ચર્ચામાં શરીરનું અસ્તિત્વ અભિપ્રેત છે 'શરીર' બીજી વ્યક્તિથી જાણી શકાતી વસ્તુ છે શરીરના અસ્તિત્વનાં બે રૂપ છે: બીજાને માટે (For-the-Other) માગ શરીરનુ અસ્તિત્વ અને મારે માટે (For-Me) માગ શરીરનુ અસ્તિત્વ. મારા પોતાના શરીરનું ભાન અને બીજી વ્યક્તિનું મારા શરીર વિશેનુ ભાન તદ્દન જુદા પ્રકારનું છે.

સાર્ત્ર શરીર અને ચેતનાના દ્વૈતને સ્વીકારતા નથી. 'The body is entirely psychic' આ સિદ્ધાંત સમજાવવો અથવા ટકાવી

ગમખરો સાર્ત્રને માટે મુશ્કેલ છે. ચેતનાને જગત સાથે વ્યવહાર કરવા માટે ઇન્દ્રિયો અને શરીરરચનાની આવશ્યકતા છે તેવું સાર્ત્ર સાબિત કરવા માગે છે. ચેતના બાહ્ય જગતનું જ્ઞાન શરીરના માધ્યમથી મેળવે છે; કારણ કે જ્ઞાનમાં સંવેદન અનિવાર્ય છે; અને સંવેદનો જ્ઞાનેન્દ્રિયોથી મળે છે. વસ્તુઓ સમક્ષ ચેતના ઉપસ્થિત થાય તે માટે બહારની વસ્તુઓનું સંવેદન થવું જોઈએ. બહારની વસ્તુને અમુક સ્થળ અને કાળમાં સંગઠિત કરવામાં આવે છે; આ સંગઠન કરવા માટેનું સાધન મારું શરીર છે; શરીરના કેન્દ્રની આસપાસ બાહ્ય પદાર્થોનું સંગઠન થાય છે. દિશા અંતર વગેરે, શરીરના સ્થાન ઉપર આધારિત છે. આપણી ચેતના માત્ર મનનાત્મક નથી; ક્રિયાત્મક છે; કાર્ય કરવા માટે શરીરનો સંદર્ભ અપેક્ષિત છે. જગત પ્રત્યેનો એક 'દૃષ્ટિકોણ' શરીરનાં અસ્તિત્વથી પેદા થાય છે. શરીર વગર ચેતના જગત સમક્ષ ઉપસ્થિત થઈ શકે નહિ. શરીર દ્વારા અસ્તિત્વ ધરાવતું ચેતનાનુ નિર્માણ છે માટે માત્ર માનસિક અને માત્ર શારીરિક એવુ જીવંત અનુભવનું વર્ગીકરણ કરવું અશક્ય છે. દુઃખ દ્વારા શરીરભાન તીવ્ર બને છે. સામાન્ય સંજોગોમાં આપણને શરીરનું ભાન હોતુ નથી. શરીરને પાર કરીને આપણે પદાર્થના અસ્તિત્વથી સભાન થઈએ છીએ 'મારે' માટે 'શરીર'ના અસ્તિત્વનો આ અર્થ છે, પરંતુ મારું શરીર બીજાને માટે પણ અસ્તિત્વમાં છે હું બીજાના શરીરનુ અસ્તિત્વ જાણું છુ—તેના કાર્યો દ્વારા. બીજો માણસ પોતાના શરીરથી જે ચેષ્ટાઓ કરે તે ચેષ્ટાઓનો અર્થ ઘટાડવા માટે તે વ્યક્તિના હેતુ-પ્રયોજન વિશે અનુમાન કરવુ પડે છે. બીજી વ્યક્તિનું શારીરિક વર્તન માત્ર શારીરિક નથી તે ચેતનાથી વ્યાપ્ત થયેલું છે.

બીજી વ્યક્તિ મારા શરીરને જાણે છે; જુએ છે. આ જ્ઞાન મને પ્રાપ્ત થતા, મારું શરીર મારા સંપૂર્ણ કાબૂમા નથી તેવું મને ભાન થાય છે. લજ્જાનો અનુભવ આ પ્રકારનો છે પોતાના શરીરને બીજાની દૃષ્ટિનો ભોગ બનવુ પડે છે.

બીજાના અસ્તિત્વને લીધે વ્યક્તિને શરમ, ગર્વ, નિષ્ક્રિયતા, પરાજય વગેરે વિભિન્ન અનુભવો થાય છે પરિણામે બીજી વ્યક્તિ સાથેના સબંધો કોઈ ને કોઈ રીતે પોતાનું ગુમાવેલું સ્વાતંત્ર્ય પાછુ મેળવવા માટેના વિવિધ પ્રયત્નો રૂપ છે કા તો બીજાની મુક્તિને પ્રેમના બંધનમા બાધી દેવી અથવા તો બીજાના શરીરને મેળવવાની કામુક ઇચ્છા દ્વારા તૃપ્તિ મેળવવી અથવા તેને પીડા કરીને કે તેની ધૃણા કરીને સંતોષ મેળવવો વગેરે શક્યતાઓનો સાર્ત્ર નિર્દેશ કરે છે સાત્રની દૃષ્ટિએ 'સ્વ' અને 'પર' વચ્ચેનું દ્વૈત પૂરી શકાય તેવુ નથી માનવસબંધોમા હમેશા ઘર્ષણ રહેવાનુ એ બીજાની મુક્તિ ને પરિબદ્ધ કરવાના પ્રયાસોને લીધે સતત નિષ્ફળતા માનવસંબંધો માટે નિર્મિત છે પ્રેમમા સપૂર્ણ પરિપૂર્ણતા અને સાથકતા સભવિત નથી

પ્રેમની પરિભાષા કરતા સાર્ત્ર જણાવે છે કે બીજાની મુક્તિ અને 'નિજત્વ' જાળવીને તેને પોતાનો કરી લેવાની ઇચ્છા પ્રેમના પાયામા છે દરેક વ્યક્તિ પ્રેમપાત્રને પોતાનુ કરવા માગે છે પરતુ જુદા જ રૂપમા જે રીતે રેડિયો કે ઘડિયાળ પોતાની છે તે નિષ્ક્રિય રીતે પ્રેમપાત્ર પોતાનુ કરવુ નથી આમ થવુ અશક્ય છે 'the union with the Other is thus a dream and an illusion' પ્રેમપાત્ર હમેશા 'પરાયું' જ છે દરેક પ્રેમી પોતાના 'અહમ્'મા પુરાયેલો છે અને પાત્રની મુક્તિને આચ ન આવે તેવી રીતે પ્રેમ કરવો શક્ય નથી છતા તેવો જ પ્રેમ આદર્શ ગણવામા આવે છે પરિણામે પ્રેમના વિકૃત સ્વરૂપો અસ્તિત્વમા આવે છે પ્રેમી માત્ર એક 'પાત્ર' બની જાય, નિષ્ક્રિય બને પોતાની મુક્તિ છોડી દે, બીજાની મુક્તિને આધીન થાય, બીજા દ્વારા તેને પીડા મળે તો પણ આનદ પામે એ જાતની શરણાગતિ પ્રેમમા શક્ય છે પરતુ આવા સબધમા અસમાનતા છે પ્રેમની પરસ્પર ભાવના અદૃશ્ય થઈ જાય છે આ જાતનો પરાવલમ્બી પ્રેમ (Masochism)

પણ આખરે નિષ્ફળ જવા સર્જાયેલો છે. કારણ કે પ્રેમીએ પોતે જાતે શરણાગતિ સ્વીકારી છે તેનો દોષભાવ તેને નડે છે.

જાતીય ઇચ્છાને મૂર્ત કરી બીજી વ્યક્તિના શરીરને પામીને તૃપ્તિ મેળવવી એ પણ પ્રેમનું મહત્ત્વનું પરિમાણ છે. જાતીય ઇચ્છા (sexual desire) નું પૃથક્કરણ કરતાં સાર્ત્ર સૂચવે છે કે જાતીયતા માત્ર શારીરિક અંગોની વૃદ્ધિને લીધે ઉદ્ભવતી નથી. કોઈ પણ ઇચ્છા એક પ્રકારની આંતરિક ક્ષુબ્ધતા છે. ઇચ્છા દ્વારા ચેતના વધુ ને વધુ શારીરિક ભૂમિકાએ કામ કરે છે અને જાતીય ઇચ્છામાં તે આખા શરીરને આવરી લે છે. બીજી વ્યક્તિને સ્થૂળ સ્વરૂપમાં પામવાનું ઇચ્છાનું ધ્યેય છે ઇચ્છાને લીધે ચેતના શરીરમાં બંધાઈ જાય છે. જેમ ભાષા વિચારની અભિવ્યક્તિ છે તેમ શારીરિક નિકટતા આ મૂળભૂત ઇચ્છાની અભિવ્યક્તિ છે. જાતીય ઇચ્છાની પ્રબળતાને લીધે બે શરીરો નવી ચેતના ધારણ કરે છે. કેટલીક વાર પરપીડન વૃત્તિ (sadism)ની મદદથી ઇચ્છા સંતોષવાનો પ્રયાસ કરવામાં આવે છે. પરંતુ તેમાં પણ પરાજય છે કારણ કે પ્રેમપાત્રને પીડા આપ્યા પછી તેની પૂરી શરણાગતિ મળી છે કે નહીં તેની ખાતરી નથી. પાત્રની મુક્તિ તેના શરીરનો કાબૂ લઈને મેળવી શકાતી નથી, કારણ કે દમનનો ભોગ બનેલું પાત્ર ફરી વાર તેની 'દૃષ્ટિ'થી દમન કરનારનું અભિમાન વીંધી નાખે છે. સાર્ત્રના મત મુજબ બીજાના અસ્તિત્વની પ્રતીતિને લીધે પ્રેમ, ઇચ્છા, દ્વેષ વગેરે મનોવલણો ચેતનરૂપ અસ્તિત્વમાં ઉદ્ભવે છે એટલે કોઈ પણ મનોવૈજ્ઞાનિક સમજૂતી માત્ર શારીરિક પરિબળોને આધારે આપી શકાય નહીં. ચેતનાની મૂળભૂત રિક્તતા (શૂન્યાવકાશ) પૂરવા માટે બીજાના અસ્તિત્વને પોતાનું કરી લેવા માટેની તડપમાંથી ઇચ્છાનો ઉદ્ભવ થાય છે તેવું સાર્ત્રનું મંતવ્ય છે.

ઘૃણા અથવા તિરસ્કાર એ માનવસંબંધોમાં એક મહત્ત્વનું તત્ત્વ છે. ઘૃણા દ્વારા બીજાના અસ્તિત્વનું વિલિનીકરણ કે અવગણના ઇચ્છ-

થામાં આવે છે. પ્રેમની જેમ ઘૃણામાં પણ પોતાનું 'નિજત્વ' બચાવવાની અને બીજા દ્વારા તેને સમૃદ્ધ કરવાની મૂળભૂત ઈચ્છા રહેલી છે.

જ્યારે બે વ્યક્તિઓ કોઈ ત્રીજી વ્યક્તિની દૃષ્ટિએ જોવાતી હોય ત્યારે તે બન્ને વ્યક્તિઓ પણ પાત્ર બની જાય છે (Us-object) – અને બીજો, ત્રીજી વ્યક્તિની હાજરીમાં તેનાં મૂલ્યાંકનનો વિષય બની જઈએ છીએ. સમાજમાં વર્ગો વચ્ચેનું ઘર્ષણ 'Us-object' ને લીધે ઉદ્‌ભવે છે. ઈશ્વર બધાંને જોઈ રહ્યો છે પણ કોઈ ઈશ્વરને જોઈ શકતું નથી તેવું ભાન પણ આ પ્રકારનું છે.

તેવી જ રીતે 'વયં-ભાવના' (We-subject) જૂથમાં સાથે રહેતા લોકોમાં ઉદ્‌ભવી શકે છે. પરંતુ સાર્ત્ર કહે છે કે દરેક 'We-subject' ના ભાનમાં 'I' તો અભિપ્રેત છે જ. પરિણામે માનવો વચ્ચે તાદાત્મ્યની તાત્વિક કક્ષા સિદ્ધ કરવી અશક્ય છે. તમામ માનવસંબંધો સંઘર્ષથી ખરડાયેલા છે.

## ૫. ઈશ્વરનું અસ્તિત્વ

ઈશ્વરના અસ્તિત્વનો ઉલ્લેખ વિવિધ સ્વરૂપમા વ્યક્ત થાય છે: (૧) ઈશ્વર-સર્જક, તરીકે. (૨) ઈશ્વર સ્વયપર્યાપ્ત તત્વ તરીકે, (૩) સમગ્ર અસ્તિત્વના સાક્ષી તરીકે. સાર્ત્ર આ ત્રણે શક્યતાઓને નકારે છે.

જો ઈશ્વરને સર્જક તરીકે સ્વીકારીએ તો માનવસ્વાતંત્ર્ય સાથે તે સુસંગત નથી. જો માણસને સ્વાતંત્ર્ય હોય તો ઈશ્વરે તેનુ સર્જન કર્યું નથી. ઈશ્વરે માણસનું 'સત્ત્વ' પહેલેથી નક્કી કર્યું અને પછી માણસને તે 'સત્ત્વ'-ને વાસ્તવિક પરિસ્થિતિમાં મૂર્ત કરવાનુ સ્વાતન્ત્ર્ય આપ્યું તેવો મત પણ સાર્ત્ર સ્વીકારતા નથી. અમુક નિશ્ચિત થએલા સત્ત્વને મૂર્ત કરવુ એ સ્વાતંત્ર્ય કહેવાય જ નહીં. સાર્ત્રની દૃષ્ટિએ પોતાનાં સ્વરૂપનુ, ચારિત્ર્યનુ, મૂલ્યોનુ જાતે નિર્માણ કરવુ તે જ સાચુ સ્વાતંત્ર્ય છે.

બીજું, ઈશ્વર પોતાના અસ્તિત્વનું સ્વયં કારણ છે તેવું પણ સાર્ત્ર કબૂલતા નથી. શા માટે ઈશ્વર અસ્તિત્વમાં હોવો જોઈએ એ તેવું સમજાવવું મુશ્કેલ છે. અને કાર્ય કારણનો સિદ્ધાંત ઈશ્વરના અસ્તિત્વને લાગુ પડે કે નહીં તે શંકાસ્પદ છે.

'સમગ્ર અસ્તિત્વ'ની બહાર ઈશ્વર છે અને તેનો સાક્ષી છે એ દલીલમાં કશું તથ્ય સાર્ત્રને જણાતું નથી ઈશ્વરની ચેતના પણ વિશ્વથી અલગરૂપે ઉપસ્થિત થાય અને તો પછી ઈશ્વર અને જગતના સંબંધનો પ્રશ્ન વણઉકેલ્યો રહે છે. સમગ્ર વિશ્વ ઈશ્વરની ચેતનામાં કઈ રીતે પ્રતિબિંબિત થાય છે તે સમજવું અશક્ય છે. સાર્ત્ર લખે છે: 'We can not go further.'

માણસ વસ્તુરૂપ અસ્તિત્વ અને ચેતનરૂપ અસ્તિત્વ (Being-in-itself for-itself)નાં લક્ષણોનો સમન્વય કરવાનો આદર્શ રાખે છે પરંતુ આદર્શ સ્વવિરોધી છે, કારણ કે ચેતનાના હાર્દમાં 'અસત્' છે, ચેતના સ્વયં પરિપૂર્ણ નથી. જેમ સાંખ્ય દર્શનમા પુરુષ અને પ્રકૃતિ એકબીજાનાં વિરોધી છે અને તેનો સમન્વય શક્ય નથી તેમ સાર્ત્રના સિદ્ધાંતમાં ચેતનરૂપ અસ્તિત્વ અને વસ્તુરૂપ અસ્તિત્વ બન્ને એક થઈ શકે નહીં. જોકે ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર ન કરનાર સાર્ત્રને માટે પણ એક મુખ્ય પ્રશ્નનો ઉત્તર નથી: શા માટે વસ્તુરૂપ સત્માથી ચેતનરૂપ સત્ ઉદ્ભવે? વસ્તુઓ જેવી છે તેવી જ છે; તેમને ચેતનાની જરૂર નથી; ખરી રીતે ચેતનાને વસ્તુની જરૂર છે કારણ કે તમામ ચેતના વસ્તુ-નિર્દેશક છે. સાર્ત્ર માને છે કે આ પ્રશ્નની તાત્ત્વિક સમજૂતી અશક્ય છે.

સાર્ત્રનો નિરીશ્વરવાદ વિશિષ્ટ પ્રકારનો છે; માણસ, જગત અને માણસનું જગતમાં અસ્તિત્વ—આ બધી બાબતો સાર્ત્રની દષ્ટિએ 'જાણે કે' 'ઇશ્વર' કે એવા કોઈ અનુભવાતીત તત્ત્વ પ્રત્યે નિર્દેશ કરે છે. અને તેમ છતાં ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થતું નથી. કુ. હેઝલ બાર્ન્સ જણાવે

છે કે નૈતિક કે આધ્યાત્મિક ઉત્કર્ષ માટે ઈશ્વરની ધારણા કરવા સાર્ત્ર તૈયાર નથી.

સાર્ત્રના નિરીશ્વરવાદ ઉપર ટીકા કરતાં બેશાખ સૂચવે છે કે સાર્ત્ર ઈશ્વરના બિનઅસ્તિત્વમાથી માનવીની જ્વાબદારી ફલિત કરે છે. ઈશ્વર નથી એટલે માણસ પોતાના અસ્તિત્વનો અર્થ કોઈ દૈવી યોજના પ્રમાણે ઘટાવી શકતો નથી. માણસ એકલો પડી જાય છે. ઈશ્વર નથી એટલે કોઈ 'અતિમાનવ'ની પૂર્ણતામા પણ સાર્ત્ર માનતા નથી. માણસનો વિકાસક્રમ તેને માટે ઊજ્જળું ભાવિ સૂચવે છે તેવું પણ સાબિત કરવું અશક્ય છે માણસની મૂળભૂત મુક્તિને લીધે માણસ વિશે અથવા તો આખી માનવજાત વિશે કોઈ પણ આશાદીસૂચક વિધાન કરી શકાય નહીં વર્તનનાં કોઈ સ્વયસિદ્ધ ધોરણો નથી. કોઈ મૂલ્યો નિરપેક્ષ નથી પાપ કે પુણ્ય માટે નર્ક કે સ્વર્ગની કોઈ યોજના નથી. દયા કરીને દુષ્કૃત્યો માફ કરનાર ન્યાયાધીશરૂપે ઈશ્વરની કલ્પના પણ મિથ્યા છે પરિણામે દરેક માણસે પોતાની જાત સાથે જ હિસાબ કરી લેવાનો છે આ ફલિતાર્થ હોવાથી સાર્ત્રનો નાસ્તિકવાદ બીજા પ્રકારના તેવા સિદ્ધાંતોથી ચઢિયાતો છે તેવુ બેશાખનુ મંતવ્ય છે

(૪) સાર્ત્રનું નીતિશાસ્ત્ર:

સાર્ત્રના અસ્તિત્વવાદમા નીતિ–અનીતિને સ્થાન નથી અથવા સાર્ત્રને નીતિમીમાસા કરવાનો હક્ક નથી તેવી ફરિયાદ અને આક્ષેપ સાર્ત્રના અસ્તિત્વવાદ સામે કરવામા આવ્યા છે એટલું જ નહીં પણ અસ્તિત્વવાદનો કોઈ પણ પ્રકારનો સિદ્ધાત નીતિપોષક હોઈ જ ન શકે તેવુ પણ માનવામા આવે છે. સારું અને ખરાબનો કોઈ તાત્ત્વિક ભેદ અર્થહીન છે; માણસનુ બધુ આચરણ સરખું છે, વ્યક્તિને જે ગમે, જે પસંદ પડે તે પ્રમાણે જીવવું. રૂઢિગત મૂલ્યોનો નાશ કરવો મૃત્યુ નિશ્ચિત છે; જીવન અર્થહીન છે અને માણસનો કોઈ આધાર નથી; પરિણામે માણસે બધી જાતનો આનદ માણવો જોઈએ આવી માન્યતાઓ સ્વીકારીને

અસ્તિત્વવાદી તરીકે ઘણા પોતાની ઓળખાણ આપે છે અસ્તિત્વવાદ એટલે નૈતિક અરાજકતા અસ્તિત્વવાદ પાસે કોઈ રચનાત્મક વિચારણા નથી ઘણી નવલકથાઓમા જ્યારે આવી કોઈ વિચારણા રજૂ થઈ હોય ત્યારે તેને અસ્તિત્વવાદી ગણી લેવામા આવે છે. નવલકથાઓમા જાતીય ચેષ્ટાઓનું સ્થૂળ નિરૂપણ કરવામા આવે, 'શૂન્યતા! શૂન્યતા'! એમ પાત્રો પોકાર પાડે અથવા તો એક પથ્થર સામે જોઈને કોઈ પાત્ર 'જીવન અર્થહીન છે' એમ બોલે ત્યારે આ પ્રકારનું સાહિત્ય અસ્તિત્વવાદી છે તેવી વિચિત્ર સમજણ બધાઈ જાય છે અસ્તિત્વવાદ યુવાન પેઢી માટે જોખમકારક છે તેનાથી ડરતા રહેવુ જોઈએ, તે આપણા જીવનમા કે સાહિત્યમા કયા ય પ્રવેશી ન જાય તેની ચીવટ રાખવી જોઈએ તેવુ પણ કેટલાક માને છે

ધર્મશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના એક પ્રખર અંગ્રેજ અધ્યાપક ડા. ઈ. એલ એલસનના મત મુજબ સાર્ત્રના અસ્તિત્વવાદ વિશે આવી પ્રચલિત માન્યતાઓ ખોટી છે અને અસ્તિત્વવાદ વિશેની ગેરસમજણને પરિણામે લોકોમા આવો હાસ્યાસ્પદ અભિપ્રાય પ્રવર્તે છે સાર્ત્ર પાસે ચોક્કસ પ્રકારનું નીતિશાસ્ત્ર છે સાહિત્યના સ્વરૂપની ચર્ચા કરતા સાર્ત્ર સામાજિક ન્યાય માટે લેખકે લડવુ જોઈએ તેવુ સૂચવે છે 'Crime P1 ssionel' નાટકમા સામ્યવાદી પક્ષની આતરિક અપ્રામાણિકતા અને દમનલક્ષી નીતિ સાર્ત્ર ખુલ્લી પાડે છે 'The Respectable Prostitute' એ નાટકમા હબસીઓ વિશેના પૂર્વગ્રહને લીધે કેવા અત્યાચાર અને જુલમનો ભોગ તેઓ બને છે તે હકીકત સાર્ત્ર ધ્યાનમા લાવે છે 'The Anti Semite and Jew એ નિબધમા સાર્ત્ર યહૂદી વિરોધી લોકોની અમાનુષી દમનનીતિને પડકારે છે સાર્ત્ર લખે છે, "જ્યા સુધી યહૂદીઓ પોતાના હક્કો પૂરા ભોગવે નહીં ત્યા સુધી કોઈ પણ ફ્રેંચ વ્યક્તિ 'સ્વતંત્ર' ગણાશે નહીં યહૂદી જ્યા સુધી અસલામત છે ત્યા સુધી ફ્રેંચ લોકો પોતાને સલામત ન ગણી શકે " તે જ પ્રમાણે સાઈમન-

દ-બૅઉવ્રાનાં 'Ethics of Ambiguity'માં અત્યાચાર જુલમ અને અન્યાયના વિવિધ પ્રકારો સામે લડીને માનવનાનાં મૂલ્યો કેમ સ્થાપવાં તેનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

સાર્ત્રનું નીતિશાસ્ત્ર માનવતાવાદી છે. અને સાર્ત્રનો માનવતાવાદ નાસ્તિક છે. સાર્ત્રના નીતિશાસ્ત્રનું કેન્દ્ર માણસ છે; ઈશ્વર અને માણસના સંબંધોનો પ્રશ્ન નૈતિક ગણી શકાય નહીં. ઈશ્વરે માણસને માટે શાશ્વત મૂલ્યો સ્થાપ્યાં નથી. ઈશ્વરનું અસ્તિત્વ અસિદ્ધ છે. નીતિ અને ધર્મ અનિવાર્ય રીતે સંયળાયેલાં નથી. ઈશ્વરી કે દૈવી આદેશ મુજબ માણસે વર્તન કરવું જોઇએ તેવો ઉપદેશ મિથ્યા છે કારણ કે તેવો આદેશ આપનાર કોઈ ઈશ્વર નથી.

'ઈશ્વર નથી' એ હકીકત ઉપરથી નીતિવિરોધી અને નીતિપોષક એમ બે જાતનાં પરિણામો આવી શકે. ઈશ્વર નથી એટલે ઈષ્ટ અને અનિષ્ટનો ભેદ મિથ્યા છે અને માણસે કરવા જેવું કશું નથી. નીતિ અનીતિનો વિચાર કર્યા વગર તે ધારે તેવું જીવન જીવી શકે છે. આ પરિણામ સાર્ત્ર સ્વીકારતા નથી. હકીકતમાં ઈશ્વર નથી માટે માણસની જવાબદારી વધે છે અને તેની મૂલ્યની ચેતના વધુ જાગૃત થાય છે તેવું સાર્ત્ર કહેવા માગે છે.

માનવચેતના પારગામી અને ધ્યેયલક્ષી હોવાથી મૂળભૂત રીતે મુક્ત છે. માણસ તાત્ત્વિક રીતે હમેશાં મુક્ત જ છે. સ્વાતંત્ર્ય મેળવવા કરતાં જાળવવાનો પ્રશ્ન મુખ્ય છે કારણ કે બીજા લોકો તેમના સ્વાતંત્ર્યના દુરુપયોગથી મારું સ્વાતંત્ર્ય છીનવી લે તેવી શક્યતા છે. સારાં અને ખરાબ કાર્યોનું મૂલ્યાંકન કરવા માટે સાર્ત્ર પાસે એક જ કસોટી છે. જે કાર્ય સ્વાતંત્ર્યપોષક છે તે સારું; જે કાર્ય માનવસ્વાતંત્ર્યને બાધક છે તે ખરાબ; જીવનદૃષ્ટિનું મૂલ્યાંકન કરવા માટે પણ સાર્ત્ર પાસે એક ધોરણ છે; જે લોકો એમ માને છે કે નૈતિક મૂલ્યો ઈશ્વરનિર્મિત છે, કુદરતી છે, તમામ માણસને બંધનકર્તા છે નિરપેક્ષ છે અને માણસોએ

માત્ર તેને આચરણમાં મૂકવાનાં છે, તેઓની જીવનદૃષ્ટિ દોષિત છે, કારણ કે હકીકતમાં નૈતિક મૂલ્યો સાપેક્ષ છે, માણસે પોતાના સ્વાતંત્ર્યથી ઉપજાવેલાં છે અને મૂલ્યોનું કોઈ કુદરતી કે દૈવી અધિષ્ઠાન નથી; મૂળભૂત માનવસ્વરૂપનાં તે અચલ તત્ત્વો નથી કારણ કે હકીકતમાં મૂળભૂત માનવસ્વરૂપ છે જ નહીં. સાર્ત્ર અસ્તિત્વની બે કક્ષા સ્વીકારે છે: પ્રમાણિક (Authentic) અસ્તિત્વ અને દંભી (Inauthentic) અસ્તિત્વ. પોતે જ મૂલ્યોની જવાબદારી સ્વીકારે, નિર્ણયો કરવામાં પોતાનું સ્વાતંત્ર્ય સ્વીકારે અને પોતાના અસ્તિત્વનું સ્વરૂપ સતત પરિવર્તનશીલ છે તેનું ભાન રાખે તે માણસનું અસ્તિત્વ પ્રમાણિક છે માણસને પોતાનો ભૂતકાળ છે પણ વર્તમાનમાં પોતાના ભૂતકાળની અસર નાબૂદ કરવામાં તે સ્વતંત્ર છે. ભૂતકાળમાં માનવી જે પ્રકારનું ચારિત્ર્ય ધરાવતો હતો તે જ પ્રકારનું ચારિત્ર તેનું કાયમ રહેશે તેમ માનવામાં આત્મપ્રપંચ છે, અપ્રામાણિકતા છે. માણસ સ્વભાવે સારો કે સ્વભાવે ખરાબ નથી. પોતાની સ્વતંત્રતાના ઉપયોગથી તે સારું કે ખરાબ કાર્ય કરે છે. સાર્ત્રનો અસ્તિત્વવાદ વ્યક્તિવાદી છે અને તેનો વ્યક્તિવાદ આશાવાદી છે કારણ કે માણસ ધારે તેટલું 'શ્રેય' ઉત્પન્ન કરી શકે છે—જો તે નિર્ણય લે તો.

પોતાની સ્વતંત્રતા છુપાવી દેવી, જવાબદારીમાંથી બચી જવું, પરિસ્થિતિ અને સંજોગોને દોષ દેવા અને નિર્ણયો લેવાની પળ લંબાવવી એ આત્મપ્રપંચ (Bad Faith) છે અને નીતિવિરોધી છે. માણસનું સ્વાતંત્ર્ય પરિસ્થિતિઓમાં મૂર્ત હોય છે અને બીજી વ્યક્તિઓના સ્વાતંત્ર્ય સાથે હમેશાં સંકળાયેલું હોય છે. પરિણામે સ્વાતંત્ર્યનો સહુથી શ્રેષ્ઠ ઉપયોગ બીજાના સ્વાતંત્ર્યની રક્ષા કરવાનો છે. સાર્ત્ર જણાવે છે કે માણસ કોઈ કાર્યની પસંદગી કરે ત્યારે તે પોતાને એકલાને માટે નથી કરતો પરંતુ તેની પસંદગી દ્વારા એક મૂલ્યનું નિર્માણ કરે છે અને બધા માટે તે એક ધોરણ ઉપજાવે છે. પોતાના દેશને મદદ કરવા માટે યુદ્ધકાળમાં લશ્કરમાં જોડાવાનો નિર્ણય લેતો માણસ પોતાના કાર્યની પસંદગીથી તમામ આવી

પરિસ્થિતિઓમાં મુકાયેલા માણસો માટે એક સાર્વત્રિક મૂલ્ય સ્થાપે છે. વ્યક્તિ માત્ર પોતાને જ જવાબદાર નથી. તે આખી માનવજાત માટે જવાબદાર છે તેવું વિધાન 'Existentialism is Humanism' એ વ્યાખ્યાનમાં સાર્ત્ર કરે છે. આ સંદર્ભમાં જર્મન ફિલસૂફ કાન્ટ સાથે સાર્ત્રની તુલના કરી શકાય. નૈતિક સિદ્ધાંત સાર્વત્રિક હોવો જોઈએ તેવી કાન્ટની સ્વીકૃતિ સાર્ત્રને માન્ય છે. ટૂંકમાં અનિષ્ટનાં ત્રણ સ્વરૂપો છે. આત્મપ્રપંચ, અપ્રામાણિક અસ્તિત્વ અને એક જૂથનાં બીજા જૂથ ઉપરનાં અમાનુષી દમનનાં વિવિધ સ્વરૂપો સ્વાતંત્ર્ય એ સર્વોચ્ચ મૂલ્ય છે. સ્થપાઈ ચૂકેલાં ધાર્મિક અને રૂઢિગત મૂલ્યોને પડકારવાનું સ્વાતંત્ર્ય માણસે જાળવવું જોઈએ. 'Flies' નાટકમાં ઓરીસ્થસ અને ઝુઈસના સંવાદમાં એક બહુ સુંદર વિચાર વ્યક્ત કરવામાં આવ્યો છે: 'Once freedom lights its beacon in a man's heart, the gods are powerless against him.'

ઈશ્વર નથી; જગત અર્થહીન છે અને માણસો વચ્ચેનો સંબંધ સંઘર્ષથી ખરડાયેલો છે તો પછી સાર્ત્ર મૂલ્ય અને કર્તવ્યનો ઉપદેશ કઈ રીતે આપી શકે? સાર્ત્રનો આ દલીલ સામે એક જ જવાબ છે. જગતની વસ્તુઓ અલિપ્ત છે. જગત અર્થહીન છે માણસ શા માટે જગતમાં છે તેનો કોઈ તાત્ત્વિક ખુલાસો નથી પરંતુ આ સત્યો જેવું જ એક બીજું સત્ય છે કે માણસની ચેતના પરિસ્થિતિને પાર કરીને નવા આદર્શો અને મૂલ્યો ઉપજાવી શકે છે એટલે માણસને સ્વતંત્ર થવું કે ન થવું એવો પ્રશ્ન નથી, પણ પોતાના સ્વાતંત્ર્યનો કેવો ઉપયોગ કરવો તે પ્રશ્ન છે. રમત રમનાર જાણે છે કે રમત રમવી કે ન રમવી તે બાબત પોતે પોતાની મરજીથી નક્કી કરી શકે છે અને છતાં રમત રમવાના નિયમો તે પાળે છે. રમતના નિયમો માણસે શોધેલા છે છતા રમનારને બંધનકર્તા છે તે જ રીતે નૈતિક મૂલ્યોનું અધિષ્ઠાન માનવચેતના છે છતાં એ મૂલ્યોનુ આચરણમાં સંક્રમણ કરવાનું કર્તવ્ય પેદા થાય છે. મૂલ્યોનો

આધાર માણુસ છે અને માણુસનો કોઈ આધાર નથી અમેરિકાના એક પ્રખ્યાત નીતિવિવેચક પ્રોફેસર બ્લેનશેર્ડના મતે અસ્તિત્વવાદથી જુદા પડના એવા ઇંગ્લેન્ડના કેટલાક ફિલસૂફો જેવા કે હેર, ટોલમીન કે ઉર્મસન પણ એવો મત રજૂ કરે છે કે નૈતિક નિર્ણયો આખરે તો વ્યક્તિએ જ લેવાના હોય છે નૈતિક સિદ્ધાંતો વચ્ચે સંઘર્ષ થાય ત્યારે માણુસે શુ કરવુ એ બાબત સમજાવવી કોઈ પણ નૈતિક સિદ્ધાંતમા મુશ્કેલ બને છે

સાર્નનું નીતિશાસ્ત્ર કર્મવાદી છે જીવનને પ્રેક્ષક તરીકે જોવામા સાર્નને રસ નથી સાહિત્યકારે પણ સમાજવિમુખ થવાની આવશ્યકતા નથી બગાવત કરવો કે વિરોધ કરવો, પ્રતિકાર કરવો કે સમર્થન આપવુ, જે કઈ ન્યાયી લડત કે ક્રાતિ માટે જરૂરી છે તે કરવુ રાજકારણથી દૂર રહેવું તેમ સાર્ત્ર માનતા નથી વ્યાપક સામાજિક હિત માટે માણસે સહિયાગ કર્ન ગો બજાવવા જોઈએ સર્ત્ર એ માનવસ્વાતન્ત્ર માટે પડ કારરૂપ છે જોકે મૂળ અસ્તિત્વવાદી સિદ્ધાત પ્રમાણે સાર્નનો 'માનવી' પ તાની આતંક એકલતામા પુરાયેલો છે તો પછી જૂથ અથવા સમૂહના હિતોથી તે કેવી રીતે કાર્યાભિમુખ થઈ શકે તે જાણવુ જરૂરી છે સાર્નના વ્યક્તિ અને સમાજ વિષેના વિચારોનો વધુ અભ્યાસ આ તબક્કે ઇચ્છ નીય છે ૧૯૦૦ પછીના સમકાલીન નીતિશાસ્ત્રના અભ્યાસી **શ્રીમતી** વોરનોક પણ આ પ્રશ્ન મહત્ત્વનો ગણે છે

(ક) સાર્ત્રનુ સામાજિક ચિંતન : (Social Philosophy)

સાર્નનુ સામાજિક ચિંતન તેમની બે કૃતિઓ 'The search for a Method અને Critique of Dialectical Reason' (1960)મા વ્યક્ત થયું છ સાર્નની દૃષ્ટિએ વ્યક્તિના મર્યો તેના હેતુઓ પ્રગટ કરે છે અને ધ્યેયનો નિર્દેશ કરે છે વ્યક્તિનુ વર્તન છૂટક છૂ ક ચેષ્ટાઓનો સમૂહ નથી છૂટક છૂટક ચેષ્ટાઓનુ સંયોજન કરવા માટે ધ્યેયો દ્વારા વ્યક્તિના કાર્યોનુ સ્પષ્ટીકરણ કરવામા આવે

છે. રૂમમાં બેઠેલી વ્યક્તિ બારી ખોલવા જાય ત્યારે તેની ક્રિયા દ્વારા તે કશુંક ધ્યેય પાળવા માગે છે અર્થાત્ બહુ ગરમી થતી હોવાથી હવા આવવા માટે તે બારી ખોલે છે. બારી, બારણાં, ટેબલ વગેરે વસ્તુઓ ધ્યેયને ઉપકારક કે અવરોધક બને છે. તે બીજી વ્યક્તિઓના અસ્તિત્વનો નિર્દેશ પણ કરે છે. પોતાની બેઠક ઉપરથી ઊભો થઈને બારી ખોલવા જતો માણસ રૂમની પરિસ્થિતિ અને પોતાનો હેતુ પ્રગટ કરવા ઉપરાંત ત્યાં બેઠેલા બીજા માણસોને પણ તેમની પોતાની સ્થિતિથી સભાન કરે છે, આમ વ્યક્તિ કાર્ય દ્વારા પરિસ્થિતિ સ્પષ્ટ કરે છે. ધારો કે બે મિત્રો ચર્ચામાં બહુ પરોવાઈ ગયા હોય તો ત્યાં આવનાર ત્રીજી વ્યક્તિ બારી ખુલ્લી નથી એ હકીકત ઉપરથી પણ આ ચર્ચા કરતા બે મિત્રોની પરિસ્થિતિ જાણી શકે છે. આપણે વસ્તુઓ અને માણસોના જગતમાં રહીએ છીએ પરિણામે આપણે વસ્તુઓ અને માણસોને પ્રતીક અને સાધનો તરીકે ગણીએ છીએ. તૂટેલા ગ્લાસ, ઢોળાઈ ગયેલો દારૂ અને અસ્તવ્યસ્ત થઈ ગયેલુ હોટેલનુ ફર્નિચર એ ત્યા બની ગયેલા કોઈ તોફાન કે હિંસાના કૃત્યનો નિર્દેશ કરે છે. સામાજિક અને આર્થિક સસ્થાઓ અને તેના સદર્ભમાં વ્યક્તિ અને જૂથનુ વર્તન માનવીની હેતુલક્ષી પરિસ્થિતિની ધારણા વગર સમજાવી શકાય નહીં. સાર્ત્રનુ મનોવિજ્ઞાન હેતુવાદી છે લેખકને મતે, એક અમેરિકન પ્રોફેસર ડોનાલ્ડ બી કુસ્પીટનો સાર્ત્રના મનોવિજ્ઞાનને વર્તનવાદ સાથે સરખાવવાનો પ્રયત્ન અર્થહીન છે. 'Is Existentialism a Psychology?' એ લેખમા કુસ્પીટ એવુ પણ સાબિત કરવા માગે છે કે વર્તનવાદી (Behaviouristic) મનોવિજ્ઞાનની જેમ સાર્ત્ર પણ બાહ્ય કાર્ય કે વર્તનને જ મહત્ત્વ આપે છે પરન્તુ કાર્ય કે વર્તનનુ ઉપર જણાવેલુ પૃથક્કરણ કુસ્પીટના આ મતને ખોટો ઠરાવે છે તે ઉપરાન્ત કુસ્પીટ એવુ પણ સાબિત કરવા ધારે છે કે અસ્તિત્વવાદમા મનોવિજ્ઞાન છે જ નહીં આ દૃષ્ટિએ કુસ્પીટના લેખમા કોઈ સુસગતતા જણાતી નથી. હકીકતમા સાર્ત્ર એવી દલીલ કરે છે કે

કુદરતી વસ્તુઓ અને ઘટનાઓનો માનવસાપેક્ષ અર્થ કરવાનું વલણ અવૈજ્ઞાનિક છે. દા.ત. વાદળાં ઘેરાય ત્યારે પ્રકૃતિ ઉદાસ છે તેવો અર્થ ઘટાવવો યોગ્ય નથી. કુદરતી બનાવોના કુદરતી કારણો જ આપવા જોઈએ પરંતુ માનવીના વર્તનમાં 'હેતુ'ઓ કે 'પ્રેરણાઓ'નો ઉલ્લેખ કરવાની જરૂર નથી તેવું માનવા સાર્ત્ર તૈયાર નથી.

અછત : ન્યૂનતા અથવા અછત (Scarcity) માનવ ઈતિહાસના પાયામાં છે તે સાર્ત્રનાં સામાજિક તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત છે. વ્યક્તિને જીવવાનાં સાધનોની અછતમાંથી સામાજિક સંસ્થાઓનું નિર્માણ થાય છે પોતાને જે વસ્તુ ઉપભોગ માટે જોઈએ છે તે વસ્તુઓ બીજાને પણ જોઈએ છે પરિણામે બધાની જરૂરિયાતોને પહોંચી વળાતું નથી એટલે સંઘર્ષ અને સહકારનાં વિવિધ સ્વરૂપો ઉદ્ભવે છે ઈતિહાસની પ્રક્રિયામાં વધુ જરૂરિયાતોનો ઉદ્ભવ અને સાધનોની અછતનો સંઘર્ષ જોવા મળે છે આ પ્રક્રિયામાં માનવચેતનાનું મહત્ત્વ છે. વિશાળ માનવસમુદાયમાં કોઈ એક વ્યક્તિ બીજી વ્યક્તિને જાણતી ન હોય અને કોઈ એક સમાજમાં કેટલા સભ્યો છે તેની પણ ખબર ન પડે તેમ છતાં દરેક વ્યક્તિને માટે બીજી વ્યક્તિ એક ઉપભોક્તા છે વ્યક્તિની જીવન જરૂરિયાતોમાં બીજી વ્યક્તિ ભાગ પડાવે છે તે જાતના ભાનથી માનસિક તંગદશા ઉત્પન્ન થાય છે જેમ વધુ માણસોનો સમાજ તેમ અછતથી ઉત્પન્ન થતા સંઘર્ષની વધુ શકયતા છે. સમાજમાં અમુક માણસો વધારાના ગણવા પડે છે અસ્તિત્વ ધરાવતા સાધનો મર્યાદિત છે એ હકીકત અમુક માણસોને માટે બિનજરૂરી જીવનભાર પેદા કરે છે. વ્યક્તિના અસ્તિત્વ માટે ભૌતિક અને સામાજિક બન્ને પ્રકારના વાતાવરણ પડકારરૂપ છે. અછતનો સંબંધ ભૌતિક તેમજ સામાજિક જગત સાથેનો વ્યક્તિનો નિષેધક સંબંધ છે. અછતનો સંબંધ અન્યોન્યાશ્રયનો સંબંધ નકારે છે. જો કે અછતને પહોંચી વળવા માટે સામૂહિક અને રચનાત્મક સામાજિક કાર્યો થઈ શકે છે ઉત્પાદક શ્રમ અછતનો ઇન્કાર કરવાના

હેતુમાંથી સર્જાય છે. મનુષ્યો વચ્ચેની આક્રમકતાનું મૂળ દરેક માણસ માટે બીજી વ્યક્તિ એક અપ્રગટ શત્રુ બને છે તે હકીકતમાં રહેલું છે. ખૂનથી, હિંસાથી, દમનથી બીજી વ્યક્તિનું સ્વાતંત્ર્ય ઝૂંટવી લેવાનું વલણ ઉત્પન્ન થાય છે. જૂથો વચ્ચેના સંઘર્ષમાં આ પરિબળ જવાબદાર છે. સાર્ત્ર માર્ક્સનો ઉત્પાદન અને શ્રમનો સિદ્ધાંત સ્વીકારે છે. છતાં માનવચેતનામાં અછતપૂર્ણ પરિસ્થિતિની અસર કઈ રીતે ઝીલાય છે અને તેના પ્રત્યાઘાતો કયા થાય છે તે બાબતમાં સાર્ત્રને વધુ રસ છે. ભૌતિક પદાર્થ અને માણસોની આંતરક્રિયાને પરિણામે ભૌતિક પદાર્થોને સાધનરૂપ અર્થ પ્રાપ્ત થાય છે. ભૌતિક સાધનો માણસે બનાવેલા છે અને આ સાધનો ઉપર માણસે તેને આપેલો અર્થ કોતરાઈ જાય છે. સાર્ત્રે વેબરનુ વિધાન સ્વીકારે છે: 'પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે બધી વસ્તુઓ સામાજિક હકીકતો છે.' માણસના વ્યાવહારિક અને સામાજિક ક્ષેત્રની વ્યવસ્થા કે પુનર્નિર્માણ વ્યક્તિની જરૂરિયાતો અને ભૌતિક વસ્તુઓના સાધનરૂપ મૂલ્યના સંદર્ભમાં થાય છે.

**જૂથ અને શ્રેણી: (Group & Series)**

સાર્ત્રના મત મુજબ આધુનિક યુગના કોઈ વિશાળ નગરમાં વસતા માનવસમુદાયના ત્રણ લક્ષણો છે: એકલતા, અન્યોન્યાશ્રય અને બહારથી થતુ વ્યક્તિઓનુ એકીકરણ બસ માટે રાહ જોઈને ઊભેલા માણસો એક 'જૂથ'ના ન કહી શકાય. તે દરેક પોતાના અગત કામ માટે બહાર જવા નીકળ્યા છે. આવા સમૂહને સાર્ત્ર "Plurality of Solitudes" તરીકે વર્ણવે છે. આવા સમૂહમાં વ્યક્તિઓ વચ્ચેની આંતરક્રિયા નહિવત્ છે. તેમની વચ્ચે બાહ્ય સંબંધો છે. બસ માટે રાહ જોતી દરેક વ્યક્તિ સમક્ષ આખા માનવસમુદાયનુ અસ્પષ્ટ ભાન હોય છે અને બધાની આવી જ સ્થિતિ છે તેવુ ભાન આવી વ્યક્તિઓને પોતાના એકાંતનો ખ્યાલ આપે છે. (Polyvalent solitude) એકલી વ્યક્તિઓ પણ ઉત્પાદનના જાહેર સાધનોનો ઉપભોગ કરે છે કે જેની પાછળ અનેક

વ્યક્તિઓનો શ્રમ પડેલો છે દા ત , ન્નામાથી છાપુ ખરીદીને વાચનાર માણસ તદ્દન એકલો નથી કારણ કે અન્ય માણસોના શ્રમથી ઉત્પન્ન થએલી વસ્તુનો તે ઉપયોગ કરે છે આ રીતે તે એક અનામી માનવસમુદાયનો સભ્ય બને છે જાહેરજીવનની વસ્તુઓનો ઉપભોગ કરતો માનવસમુદાય એ અંતે તો દરેક એકલી પડી ગયેલી વ્યક્તિનો બનેલો છે આ એકલવાયા અસ્તિત્વનો અનુભવ વિશાળ ગહેરસમુદાયનું અંગ છે પરંતુ બાહ્ય દૃષ્ટિએ આ જનનો સમૂહ એક 'જૂથ' જેવો જણાય છે 'ક્યૂ'મા ઉભેલી વ્યક્તિઓની એકતા (Serial Units) બાહ્ય સબંધોની છે બસમા બધાને સ્થાન મળવુ શક્ય ન બને તો કેટલાક માણસોને 'વધારાના ગણવા પડે અને તેને માટે લાઈનમા ઉભા રહેવાનુ એમ બાહ્ય ધોરણ ઉપજાવવામા આવે છે આવુ 'જૂથ' એક અમૂર્ત કક્ષાનું તાદાત્મ્ય અનુભવે છે ખ્યાલ અર્થમા 'જૂથનુ સંગઠન કોઈ સમાન હેતુને લીધે ઉદ્ભવે છે ભયભીત થએલા ટોળાઓ કે ક્રાતિકારી જૂથોને સાર્ત્ર આ વર્ગમા મૂકે છે તેમા સક્રિય સગઠન હોય છે જૂથનુ અસ્તિત્વ પણ વ્યક્તિના અસ્તિત્વની જેમ આકસ્મિક અને અસ્થિર હોય છે સક્રિય જૂથો જ્યારે સસ્થાસ્વરૂપ જૂથ બની જાય ત્યારે તેમા ફરી પાછી અમુક નિષ્ક્રિયતા આવી જાય છે

સાર્ત્રની દૃષ્ટિએ માનવીઓ વચ્ચેના સબંધો હમેશા ઘર્ષણરૂપ અને સ્પર્ધાત્મક છે એક વ્યક્તિના સ્વાતંત્ર્યને બીજી વ્યક્તિઓનુ અસ્તિત્વ મર્યાદિત બનાવે છે પરિણામે બે વ્યક્તિઓ કે જૂથો વચ્ચે ખરી એકતા કે સહકાર સ્થાપવા માટે તેનુ સ્વાતંત્ર્ય ઝૂટવી લેનાર ત્રીજી વ્યક્તિ કે જૂથનો સામનો કરવો જોઈએ સામાજિક પ્રવૃત્તિઓનુ ધ્યેય વ્યક્તિઓનુ સ્વાતંત્ર્ય સુરક્ષિત રાખવાનુ હોવુ જોઈએ નેલરના વિધાન મુજબ 'Sartre s social philosophy is a philosophy of transcendence ' દમન કરતી જાતિઓ કે વર્ગોની સામે લડત એ સામાજિક ક્રાતિનુ હાર્દ છે

## (ङ) सार्त्रनुं राजनैतिक चिंतन

१९४७ पछीनां सार्त्रनां मुख्य लखाणो राजकीय बाबतो अंगेनां छे. सार्त्र, अमेरिकन राजनीति विशे के यहूदीओनी समस्या विशे लखता होय परंतु तेमनी विचारपद्धतिमा मार्क्सवादी पृथक्करणनु वर्चस्व जणाय छे. सार्त्रना केंच विवेचक रेनेना मत मुजब १९३८मां 'नोशिया' नवलकथाना लेखक सार्त्र अने १९६०मां 'अभिनव मार्क्सवाद' स्थापवाना उत्साही सार्त्रमां घणो तफावत जणाय छे ज्यारे के सार्त्रना एक प्रखर अभ्यासी रेमर्ड कुमिंगना पृथक्करण प्रमाणे सार्त्रनी विचारसरणीमा कोई मूळभूत तात्त्विक असंगति जणाती नथी सार्त्रनां शरूआतना तत्त्वज्ञाननो मुख्य प्रश्न व्यक्तिनी चेतनाना स्वरूपनो अभ्यास करवानो हतो. ते अभ्यास उपरथी सार्त्रे बे महत्त्वना सिद्धांतो रजू कर्या: (१) मानवीनु अस्तित्व आकस्मिक अने निराधार छे. तेनु कोई तार्किक औचित्य दर्शावी शकातुं नथी, (२) मानवीनी चेतना मुक्त छे. मानवस्वातंत्र्य अबाधित छे परंतु बीजी व्यक्तिओनु अस्तित्व होवाथी आ स्वातंत्र्यने माटे जोखम उद्भवे छे. तमाम मानवसंबंधो संघर्षरूप छे. परिणामे मानवीए पोतानु स्वातंत्र्य जाळववा माटे प्रवृत्त थवु जोईए १९६०मा सार्त्र एम मानवा प्रेराया के कार्यनी भूमिकाए मार्क्सवाद साचो छे एटले के वर्गो वच्चेनो संघर्ष ए मुख्य सामाजिक बाबत होवाथी, क्रांति द्वारा नवीन समाज रचनानो हेतु पार पडी शके छे, परंतु सार्त्रने मार्क्सवादी विचारधाराना मूळमा रहेली केटलीक धारणाओ मान्य नथी. सार्त्रनी दृष्टिए व्यक्तिनु वर्तन मात्र आर्थिक के सामाजिक परिबळोना प्रत्याघात रूप नथी मार्क्सनु कथन छे के अमुक पूर्वनिश्चित परिस्थितिमा माणस इतिहास सर्जे छे. केटलाक मार्क्सवादीओ आ विधानने अर्थ घटावता एम दलील करे छे के मानवी मात्र परिस्थितिओनो गुलाम छे हकीकतमा सार्त्र स्वीकारे छे के माणसो परिस्थितिओमा मुकायेला होय छे, परंतु

પરિસ્થિતિઓને પાર કરીને નવો ઇતિહાસ સર્જવાનું માણસને માટે શક્ય છે. સાર્ત્ર માનવસ્વાતંત્ર્યનો સ્વીકાર કરે છે અને વ્યક્તિત્વવાદી દષ્ટિબિંદુ સ્વીકારે છે, એટલે સ્વાભાવિક રીતે એક પ્રશ્ન થાય છે કે માર્ક્સવાદ સાથે સાર્ત્રનો અસ્તિત્વવાદ કઈ રીતે સુસંગત હોઈ શકે?

માર્ક્સવાદમાથી સાર્ત્ર નીચેના મહત્ત્વના મુદ્દાઓ સ્વીકારે છેઃ (૧) સમાજમાં વ્યક્તિઓનો જીવનવ્યવહાર ઉત્પાદન અને શ્રમની આર્થિક ઘટના સાથે સંકળાયેલો છે, (૨) ઉત્પાદન અને શ્રમની આર્થિક સમસ્યાનો ઉકેલ કરતા જે સામાજિક વ્યવસ્થા ઉદ્ભવી તેમાં મૂડી ધરાવતો વર્ગ અને શ્રમ કરતો વર્ગ એવુ દ્વિભાજન થતું ગયું. (૩) આ વર્ગવિગ્રહને પરિણામે માનવઇતિહાસમા સંઘર્ષનું તત્ત્વ પ્રવેશ્યું છે. એટલે એક વર્ગ બીજા વર્ગનુ દમન કરે છે ત્યા સુધી સાચી રાજકીય મુક્તિ મળવી અશક્ય છે, (૪) કોઈ પણ સમાજમાં વર્ચસ્વ ધરાવતો સામાજિક વર્ગ મૂલ્યો અને વિચાર-પદ્ધતિઓનું નિર્માણ કરે છે, (૫) માનવઇતિહાસ કોઈ વિશ્વયોજના પ્રમાણે આકાર લે છે અને તેનું ધ્યેય કોઈ અંતિમ નૈતિક પૂર્ણતાએ પહોચવાનુ છે તેવું સાર્ત્ર સ્વીકારતા નથી.

સાર્ત્ર માર્ક્સવાદના આ તત્ત્વોમા પોતાના અસ્તિત્વવાદના કેટલાક તત્ત્વો ઉમેરે છેઃ (૧) માણસને સ્વાતંત્ર્ય છે અને સ્વતંત્ર થવુ કે ન થવુ તે બાબતમા કોઈ પસંદગી નથી. (૨) માણસનુ સ્વાતંત્ર્ય બીજા માણસથી મર્યાદિત થાય છે, (૩) આર્થિક પરિબળો અને સામાજિક વર્ગરચના માણસનું શોષણ કરીને તેના સ્વાતંત્ર્યને નબળુ પાડે છે, (૪) વ્યક્તિના કાર્યો તેની પોતાની વિશિષ્ટતા પ્રગટ કરે જ છે પરન્તુ તેના કાર્યો વ્યક્તિ જે સામાજિક વર્ગમા મુકાયલી છે તેની વિશિષ્ટતા પણ વ્યક્ત કરે છે રંગભેદની નીતિની વિરુદ્ધ બળવાખોર કૃત્ય કરનાર વ્યક્તિ પોતાનુ ક્રાંતિકારી વલણ વ્યક્ત કરે છે અને તે ઉપરાત તે વર્ગનુ ક્રાંતિભાન વ્યક્ત કરે છે, (૫) માનવઇતિહાસના વિકાસક્રમમા વ્યક્તિઓ અને

વસ્તુઓનો મગધ બહિર્લક્ષી હોય છે અર્થાત્ વસ્તુઓ માનવઉપયોગના માત્ર સાધનરૂપે ગણવામા આવે છે માણસ વસ્તુઓને ઉત્પન્ન કરે છે અને નવુ રૂપ આપે છે અને પરિણામે તેનુ વર્તન ફરી પાછુ આ વસ્તુઓથી નિયન્ત્રિત થાય છે–'Man is the product of his own Product ' તે જ પ્રમાણે માણસ અને માણસોના સમ્બંધોને લીધે જે સમાજરચના ઉદ્ભવે છે તેની અસર વ્યક્તિના વિકાસ ઉપર થાય છે ભૌતિક અને સામાજિક વાતાવરણમા વ્યક્તિ પોતાનો ઈતિહાસ સર્જે છે, પરતુ વ્યક્તિના ધ્યેયો ને સફળતા કે નિષ્ફળતા માટે અમુક અંશે ભૌતિક અને સામાજિક વાતાવરણ જવાબદાર છે (૬) ક્રાતિનુ તત્વજ્ઞાન માર્ક્સવાદ કરતા અસ્તિત્વવાદ દ્વારા વધુ સફળ તાથી સમજી શકાય છે કારણ કે (અ) માણસનુ અસ્તિત્વ આધાર વગરનુ છે, (બ) સમાજવ્યવસ્થા કોઈ દૈવી ક્રમ પ્રમાણે નિયત થયેલી નથી પરતુ પરિવર્તનશીલ છે, (ક) પરિસ્થિતિ અસહ્ય છે અને તેના વિશે કાર્યશીલ થવુ જોઈએ તેવુ ભાન વ્યક્તિની ચેતનામા પ્રગટે ત્યારે જ ક્રાતિ સર્જાય છે, (ડ) ક્રાતિ સ્વાતત્ર્ય સાથે સકળાયેલી છે તે ભૌતિક અને આર્થિક પરિબળોનુ માત્ર નિષ્ક્રિય પરિણામ નથી

(૭) સાર્ત્ર વિરોધજનિત વિકાસપ્રક્રિયા (Dialectic) સ્વીકારે છે પરતુ આ વિકાસપ્રક્રિયાનો માર્ક્સવાદી અર્થ સ્વીકારતા નથી માર્ક્સ વાદમા ચેતના કરતા ભૌતિક પદાર્થને વધુ મહત્વ આપવામા આવ્યુ છે ત્યારે સાર્ત્રના અસ્તિત્વવાદમા વ્યક્તિવિશેષ (Subject)ને મહત્વ છે હેગલની જેમ સાર્ત્ર માને છે કે વર્તમાન સામાજિક પરિબળોની વિસવાદીતામાથી કે વિરોધમાથી નવુ સયોજન ઉદ્ભવે છે જોકે કોઈ વિશ્વાત્મા (Absolute Mind) આ વિકાસપ્રક્રિયાના તબક્કાઓમા મૂર્ત થાય છે તેવુ હેગલનુ મતવ્ય સાર્ત્રને માન્ય નથી સાર્ત્ર માર્ક્સનુ 'Dialectical Materialism' સ્વીકારતા નથી ભૌતિક પદાર્થોનુ બનેલુ જગત પણ આખરે માનવચેતનાને લીધે સંગઠિત થાય છે સાર્ત્ર

દ્રતના બે છે. કલ્પ છે (૧) માનવપ્રક્રિયા (Praxis) અને (૨) વસ્તુ ગમ્યન વ્યાવહારિક જડ (Practico—Inerte) અસ્તિત્વ વર્તન તેનુ લક્ષી છે અને વ્યક્તિએ પોતાનું વર્તન ભૌતિક અને સામાજિક વાતાવરણના સંદર્ભમાં કરવાનું છે ભૌતિક વાતાવરણ વ્યક્તિની ક્રિયાઓને અવરોધક પણ હોઈ શકે ભૌતિક સાધનોની અછતની પરિસ્થિતિ માંથી સામાજિક અને આર્થિક પ્રવૃત્તિઓના પ્રકારો નિશ્ચિત થાય છે

(૮) લેનીનના મત મુજબ 'ચેતના માત્ર ભૌતિક સત્તાનુ પ્રતિબિંબ છે' આ લેનીનના આ વિધાનની ટીકા કરતા કહે છે કે મૂળ વસ્તુ અને પ્રતિબિંબ બન્નેનો તફાવત જાણનાર જ્ઞાતા બન્નેથી પર હોવો જોઈએ અને ભૌતિકવાદના સિદ્ધાંત પ્રમાણે આ શક્ય નથી તે જ પ્રમાણે નવી વિચારધારાઓ પણ જો સામાજિક અને આર્થિક પરિબળોના નવા ઘાતરૂપે ઉત્પન્ન થતી હોય તો પછી સ્ટેલીન એવુ મત ન રજૂ ન કરી શકે કે નવી વિચારધારાઓ ભવિષ્યના મૂલ્યો તરફ ગતિ કરના પરિબળ છે દા ત માર્ક્સવાદ ખુદ એક સ્થાનિક પરિસ્થિતિના પરિણામરૂપી વિચારધારા હોય તો પછી તેનું મૂલ્ય બહુ ઘટી જાય છે અને માનવ ઇતિહાસના સર્વકાલીન સત્ય તરીકે તેને ન ગણી શકાય તત્ત્વત સાર્ત્ર અને માર્ક્સના વલણમાં મૂળભૂત તફાવત એ દર્શાવી શકાય કે સાર્ત્ર વ્યક્તિને કેન્દ્રમાં રાખીને '*Dialectic* ની સમજૂતી આપે છે ત્યારે માર્ક્સવાદમાં વ્યક્તિના ઇતિહાસના નિર્માણમાં સામાજિક આર્થિક અને જૈવકીય પરિબળોનુ નિયત્રણ સ્વીકારવામાં આવે છે વ્યક્તિ બહારના વાતાવરણને પોતાની ચેતનામાં આત્મસાત્ કરે છે અને પછી કાર્યો દ્વારા આ સમૃદ્ધ થયેલી ચેતનાને ફરી પાછી વ્યાવહારિક જગતમાં મૂર્ત સ્વરૂપ આપે છે

માર્ક્સનુ એક મહત્ત્વનુ વિધાન છે ભૌતિક પરિસ્થિતિઓના ઉત્પાદનનો પ્રકાર સામાજિક રાજકીય અને બૌદ્ધિક જીવનના વિકાસ ઉપર પ્રભાવશાળી અસર પાડે છે જ્યારે ઉત્પાદન અને શ્રમના ભૌતિક પ્રશ્નો

ઉકેલાઈ જશે ત્યારે જ માનવ માટે સાચી મુક્તિ શક્ય છે તેવો અર્થ માર્ક્સના ઉપર્યુક્ત વિધાનમાં અભિપ્રેત છે. સાર્ત્ર પણ આ જ બાબત બીજી રીતે વ્યક્ત કરે છે: 'જ્યારે દરેકને માટે ઉત્પાદન ઉપરાંતના ક્ષેત્રમાં સાચું સ્વાતંત્ર્ય પ્રાપ્ત થશે ત્યારે માર્ક્સવાદનો અંત આવશે અને મુક્તિના તત્ત્વજ્ઞાનનો ઉદય થશે. આ મુક્તિ કેવા પ્રકારની હશે તેનો આપણે ખ્યાલ કરી શકતા નથી.' ૧૯૪૨માં સાર્ત્રની જે મુક્તિની વિચારસરણી હતી તેનાથી આ વિધાનમાં વ્યક્ત થતું દૃષ્ટિબિંદુ તદ્દન જુદું છે. ડેઝ્મ બાર્ન્સ આ વિધાનનું રહસ્ય સમજાવતાં સૂચવે છે કે માનવજાતનો મોટો ભાગ જ્યાં સુધી જીવનજરૂરિયાતોની વસ્તુઓના ઉત્પાદન અને ઉપભોગમાં રોકાયેલો છે ત્યાં સુધી ઉચ્ચ પ્રકારના જીવનની અને સર્જનાત્મક મુક્તિની શક્યતા નથી.

આ દૃષ્ટિએ સાર્ત્રને માર્ક્સવાદમાં બે મુખ્ય ક્ષતિઓ દેખાય છે: (૧) ભૌતિક પદાર્થ (Matter)ની અંતિમ સત્તા સ્વીકારવાથી માર્ક્સવાદનું ક્રાંતિનું તત્ત્વજ્ઞાન સમજી શકાય નહીં. સાર્ત્ર ઍંજલ્સનો જીવવિજ્ઞાન અને પદાર્થવિજ્ઞાનનો મત તપાસે છે અને ટીકા કરતાં દર્શાવે છે કે કે ભૌતિક વિજ્ઞાનો પૃથક્કરણાત્મક છે. તેમાં પરિમાણાત્મક (quantitative) ફેરફારોનો બાહ્ય દૃષ્ટિએ અભ્યાસ થાય છે. પાણીનુ વરાળમાં કે બરફમાં રૂપાંતર થાય તો પણ કોઈ પ્રગતિ વિકાસ કે સંયોજન થયું ન ગણાય. ભૌતિક પદાર્થો બાહ્ય પરિબળોથી ક્રિયા પ્રતિક્રિયા કરે છે એટલે સમન્વય (Dialectic)ની ક્રિયા ભૌતિક ક્ષેત્રે શક્ય નથી. (૨) સાર્ત્ર જેમ સમન્વયાત્મક ભૌતિકવાદ (Dialectical Materialism) સ્વીકારતા નથી તેમ તેઓ ઐતિહાસિક ભૌતિકવાદ સ્વીકારતા નથી. સમાજના ઉચ્ચ પ્રકારના સ્વરૂપોના પાયામાં માત્ર ભૌતિક અને આર્થિક પારબળોનુ વર્ચસ્વ છે તેમ સાર્ત્ર માન્ય કરતા નથી કારણ કે ઘણી વાર વિચારસરણીઓ (Ideologies)ની પણ ક્રિયા પ્રતિક્રિયા દ્વારા સામાજિક વાતાવરણ ઉપર અસર થાય છે. આખરે તો માનવી જ ઇતિહાસનો સર્જક છે.

## (૬) સાર્ત્ર અને શિક્ષણના પ્રશ્નો

અસ્તિત્વવાદીઓએ શિક્ષણવિષયક કોઈ સિદ્ધાંત ઔપચારિક રીતે રજૂ કર્યો નથી પરંતુ માનવીના અસ્તિત્વ અને તેના મૂળભૂત સ્વાતંત્ર્યના પ્રશ્નો શિક્ષણના ક્ષેત્રને ખૂબ નિકટ રીતે સ્પર્શે છે આ સંદર્ભમાં પ્રોફેસર જ્યોર્જ એફ. કનેલરનું 'Existentialism and Education' એ પુસ્તક ખૂબ મનનીય વિચારસામગ્રી પૂરી પાડે છે અસ્તિત્વવાદના તત્ત્વજ્ઞાનમાંથી શિક્ષણશાસ્ત્રને લગતા પ્રશ્નો કઈ રીતે ફલિત કરી શકાય છે તે બાબત કનેલરે સ્પષ્ટ રીતે દર્શાવી છે અસ્તિત્વવાદમાં (૧) વ્યક્તિની મૂળભૂત નિરાધારતા, (૨) તે એકલા પડી ગયાનું ભાન, (૩) તેના ચિંતા, દુઃખ અને ઘૃણાના અનુભવો, (૪) મૂલ્યોની સાપેક્ષતા, (૫) જગતના હેતુની અપારદર્શકતા અને (૬) વિશાળ માનવસમાજમાં યંત્રવત્ જીવન—આ બાબતોને માનવીય પરિસ્થિતિના લક્ષણો તરીકે ગણવામાં આવે છે

શિક્ષણ સંબંધી સાર્ત્રના અસ્તિત્વવાદની ફલશ્રુતિ તારવતાં નીચેની બાબતો મુખ્ય જણાય છે (૧) શિક્ષણની પ્રક્રિયામાં વ્યક્તિની વ્યક્તિવિશિષ્ટતાને મહત્ત્વ આપવું જોઈએ તેના સ્થાને તેને શિક્ષણની પ્રક્રિયામાં પૂરતું ભાગીદાર બનાવવું જોઈએ (૨) ઔપચારિક શિક્ષણ અથવા નિયત થયેલી સામાજિક શિક્ષણ તથા ઉપરાંત વ્યક્તિને પોતાની આંતરિક માનસિક સ્થિતિઓ પ્રત્યે જાગૃત થવાનું શક્ય બનાવવું જોઈએ (૩) સામાજિક મૂલ્યો પૂર્વયોજિત છે, દૈવી રીતે પ્રસ્થાપિત છે અને વ્યક્તિઓએ માત્ર તેને અનુસરવાનું છે તેવું આધારિત અનુકરણાત્મક શિક્ષણ વ્યર્થ છે (૪) મૃત્યુના ખ્યાલથી વિકૃત રીતે પીડિત કરવા કરતાં તેને અસ્તિત્વના ચોક્કસ સંદર્ભમાં સમજવું જોઈએ શિક્ષકે વિદ્યાર્થીઓને જીવનના મૂલ્યો અને મૃત્યુના સ્વરૂપ વિશે પણ જાગૃત કરવા જોઈએ જીવન અને મૃત્યુના અસ્તિત્વ વિશેની આંતરિક જાગૃતિ ઉત્પન્ન થાય તો, ચેતના તીવ્ર થાય છે ઊંઘમાં ચાલતા માણસની જેમ માત્ર ટેવની સપાટીએ જીવનવ્યવહાર ન ચાલવો જોઈએ

(૫) કિર્કેગાર્ડને ઔપચારિક ધાર્મિક શિક્ષણ પ્રત્યેનો વિરોધ, સાર્ત્રની વ્યકિતસ્વાતંત્ર્યની હિમાયત, હાઇડેગરનો પ્રમાણિત અસ્તિત્વનો ખ્યાલ વગેરે ઉપરથી એટલું ફલિત થઈ શકે કે શિક્ષક વિદ્યાર્થી સંબંધોમાં માત્ર ઔપચારિકતા ન હોવી જોઈએ. એ ઉભયલક્ષી આંતરક્રિયા બની જવી જોઈએ. શિક્ષણની અંતિમ શોધ વ્યક્તિને માટે સત્યની પ્રતીતિ કરવાની છે. (૬) સાર્ત્ર જણાવે છે સાહિત્યકારનો હેતુ માત્ર સર્જન કરીને સાક્ષીરૂપ બનવાનો નથી. માનવીની સામાજિક પરિસ્થિતિમાં સાહિત્યનિર્માણથી ઘણાં પરિવર્તનો લાવવાનાં છે એટલે લેખક અને વાચકની સક્રિય આંતરક્રિયામાં સાહિત્યનું સાચુ સંક્રમણ થાય છે. કલા ખાતર કલાનો સિદ્ધાંત સ્વીકાર્ય નથી. (૭) જ્ઞાનના ક્ષેત્રમાં સૉક્રેટીસ જેવી નમ્રતાનુ વલણ રાખવાનો તમામ અસ્તિત્વવાદીઓનો આદર્શ છે. (૮) અસ્તિત્વવાદીઓની મુખ્ય સ્વીકૃતિ પ્રમાણે વ્યક્તિ કરતા જૂથને મૂળભૂત એકમ ગણવામાં જીવન વિશે એક ગંભીર ગેરસમજૂતી પ્રવર્તે છે. વ્યક્તિની આંતરિક મુક્તિ અને સમૃદ્ધિને સ્પર્શતુ શિક્ષણ જ ઉચિત શિક્ષણ છે. માનવીઓ વિશે કોઈ આખરી સત્ય મળી ગયું છે તેવો મિથ્યા આત્મસતોષ જરૂરી નથી. સાર્ત્ર માનવતાવાદી વ્યક્તિવાદી અને નિરીશ્વરવાદી હોવાથી શિક્ષણ પ્રક્રિયાનુ તેનુ પૃથક્કરણ આ જ પ્રકારનુ હોઈ શકે તે સ્વાભાવિક છે.

## ૫. સાર્ત્રનું મનોવિજ્ઞાન

સાર્ત્રનાં પુસ્તકોમા તત્ત્વજ્ઞાનના વિષયોની ચર્ચા મુખ્યત્વે થયેલી જણાય છે. પરંપરાગત મનોવૈજ્ઞાનિકની હરોળમા સાર્ત્રને મૂકી શકાય કે નહીં તે બાબત શકા ઉદ્ભવે તે સ્વાભાવિક છે; કારણ કે સાર્ત્રનાં મનોવૈજ્ઞાનિક વિધાનોનુ કોઈ આંકડાશાસ્ત્રીય પદ્ધતિઓથી અથવા તો પ્રાયોગિક સંશોધનથી સમર્થન થયું હોય તેવી માહિતી ઉપલબ્ધ થઈ નથી. માનસચિકિત્સાના

ક્ષેત્રમા અસ્તિત્વવાદી મનોવિશ્લેષણનો સંપ્રદાય સ્થપાયો છે અને તે ઉપરાંત સાર્ત્રના મનોવિજ્ઞાનમા તત્ત્વાત્મક પ્રશ્નોની ચર્ચાનું મુખ્ય સ્થાન હોવાથી સૈદ્ધાંતિક મનોવિજ્ઞાનમા સાર્ત્રની વિચારણાનો સમાવેશ કરી શકાય વ્યક્તિત્વના મનોવૈજ્ઞાનિક અભ્યાસ માટે પ્રખ્યાત થયેલા પ્રો ગૉર્ડન આલપોર્ટના મત પ્રમાણે, અસ્તિત્વવાદની અસર તત્ત્વજ્ઞાન સાહિત્ય અને ધર્મશાસ્ત્રમા જેટલી સ્પષ્ટ જણાઈ આવે છે તેટલી હજી મનોવિજ્ઞાનના ક્ષેત્રમા જણાતી નથી પરંતુ મનોવિજ્ઞાન અત્યારે જે જે ક્ષેત્રોમા નબળુ છે ત્યા અસ્તિત્વવાદના દષ્ટિબિંદુથી ઘણો ફાયદો થશે તેમ આલપોર્ટ માને છે વ્યક્તિત્વ, અહમ્, ચેતના વગેરે પ્રશ્નોના ઉકેલમા સાર્ત્રની વિચારધારા અમુક અંશે ઉપયોગી છે સાર્ત્રનુ મનોવિજ્ઞાન નીચેના વિષયોના અનુસંધાનમા સમજવુ જરૂરી છે (૧) અહમ્ (Ego), (૨) આવેગ (Emotion), (૩) કલ્પના, (૪) માનવસ્વાતંત્ર્ય, (૫) આત્મપ્રપંચ (Bad Faith), (૬) પૂર્વગ્રહ (Prejudice) અને (૭) અસ્તિત્વલક્ષી મનોવિશ્લેષણ (Existential Psycho-analysis)

### (૧) અહમ્ (Ego)

મનોવિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની સીમા ઉપર કેટલાક પ્રશ્નો ઉદ્ભવે છે તેમા 'અહમ્'નો પ્રશ્ન મૂળભૂત છે 'હું'નું ભાન કયા પ્રકારનુ છે અને તે કેવી રીતે વિકસે છે તે પ્રશ્નને ઘણા સંદર્ભમા વિચારી શકાય વર્તનના માત્ર શારીરિક પાસાનો અભ્યાસ કરતા મનોવૈજ્ઞાનિકો સિવાય, બધા મનોવૈજ્ઞાનિકોને આ પ્રશ્નનો કોઈક સ્વરૂપમા સામનો કરવો પડે છે ચેતનસપાટીએ 'અહમ્'નુ કાર્ય વાસ્તવિક જગતનુ આકલન કરી તેની સાથે વ્યવહાર કરવાનુ છે તેવો સિદ્ધાંત ફ્રૉઈડે રજૂ કર્યા પછી ઘણા સમાજલક્ષી અને ચિકિત્સાલક્ષી મનોવૈજ્ઞાનિકોએ આ પ્રશ્નની ચર્ચામા રસ દર્શાવ્યો છે

સાર્ત્રનો અહમ્નો સિદ્ધાંત સમજવા માટે, વીસમી સદીની શરૂઆતમા જર્મન તત્ત્વચિંતન ઉપર જેનો ઘણો પ્રભાવ હતો તેવા ફિલસૂફ ઍડમન્ડ

હસર્લ (૧૮૫૯–૧૯૩૮)ની વિચારધારાનાં થોડાંક પાસાંનો પરિચય કરવો જરૂરી છે. હસર્લે તત્ત્વજ્ઞાનમાં 'શુદ્ધ અનુભવમીમાંસા' (Phenomenology)નું દષ્ટિબિંદુ રજૂ કર્યું. હાઈડેગર અને સાર્ત્રના અસ્તિત્વવાદ ઉપર હસર્લના આ સિદ્ધાંતની ઘણી અસર થઈ છે. જોકે સાર્ત્ર હસર્લના સિદ્ધાંતમાંથી કેટલીક બાબતોનો અસ્વીકાર કરે છે. હસર્લના સિદ્ધાંતનાં કેટલાંક મુખ્ય પાસાંઓ વિશે વિચારીએ....

(૧) ફ્રેંચ ફિલૉસૉફર ડેકાર્ટે શંકાપદ્ધતિ અપનાવી હતી અને અંતે શંકામુક્ત સત્ય શોધ્યું હતું. શંકા કરનારનું અસ્તિત્વ શંકાથી પર છે.' I think, therefore I exit.' 'હું' (Self)નું અસ્તિત્વ સાબિત કર્યા પછી તેના સ્વરૂપ વિશે ડેકાર્ટ જણાવે છે કે 'સ્વ' એક પદાર્થ છે અને બધી માનસિક ક્રિયાઓનું અધિષ્ઠાન છે. 'હું' એટલે વિચાર કરતો પદાર્થ એવું ડેકાર્ટ સ્વીકારે છે. હવે જગતના અસ્તિત્વનો પ્રશ્ન સિદ્ધ કરવા માટે ડેકાર્ટ ઇશ્વરનો ખ્યાલ રજૂ કરે છે અને ઈશ્વર છેતરનાર ન હોવાથી આપણને જેવું જગત દેખાય છે તેવું છે તેમ ડેકાર્ટ દલીલ કરે છે, પરંતુ હસર્લને અહીં ડેકાર્ટની ભૂલ જણાય છે. અનુભવ ઉપરથી અનુભવ કરનારનું અસ્તિત્વ જેમ ફલિત થાય છે તેમ અનુભવાતી વસ્તુઓનું પણ કોઈક પ્રકારનું અસ્તિત્વ ફલિત થાય છે.

(૨) હસર્લ બે પ્રકારનાં દષ્ટિબિંદુનો ભેદ પાડે છે. કુદરતી અથવા સ્વાભાવિક દષ્ટિબિંદુથી આપણે વિચારીએ તો આપણને આ જગતની વસ્તુઓ આપણી બહાર છે, ચોક્કસ સ્થાનમાં અને સમયમાં છે અને આપણાથી સ્વતંત્ર વાસ્તવિક અસ્તિત્વ ધરાવે છે તેવી પ્રતીતિ થાય છે પરંતુ આ દષ્ટિબિંદુ છોડી દઈને એક નવું અનુભવલક્ષી દષ્ટિબિંદુ અપનાવી શકાય. (Phenomenological stand point) અહીં આપણા અનુભવમાં આવતા વાસ્તવિક પદાર્થોના અસ્તિત્વનો પ્રશ્ન છોડી દઈને માત્ર એટલો જ પ્રશ્ન પૂછવો જોઈએ કે મારી ચેતનામાં આ વસ્તુઓ કયા રૂપમાં ઉદ્‌ભવે છે? દા. ત. ટેબલનું પ્રત્યક્ષજ્ઞાન કયા પ્રકારનું છે?

અનુભવ જે સ્વરૂપમાં થાય છે તે સ્વરૂપનું અવલોકન કરવાથી આ પ્રશ્નનો જવાબ મળી જાય છે. હસર્લ આમ શુદ્ધ અનુભવમીમાંસાના હિમાયતી છે.

(૩) હસર્લનો મુખ્ય સિદ્ધાંત એ છે કે તમામ ચેતના વસ્તુનિર્દેશક છે. ચેતનાને હંમેશાં કોઈ વિષય હોવો જોઈએ. ફૂલની ચેતના હોય કે ભૂમિતિની આકૃતિની ચેતના હોય, ચેતનાનો વિષય ભૌતિક હોય કે માનસિક હોય, ચેતનાનું સ્વરૂપ જ પરલક્ષી છે. કલ્પિત પદાર્થ હોય કે વાસ્તવિક, ચેતના હંમેશાં તેનો કોઈક પ્રકારનો નિર્દેશ કરે છે. હસર્લ ચેતનાના આ લક્ષણને 'Intentionality' એ શબ્દથી ઓળખાવે છે. ચેતનાની પ્રક્રિયાથી તેનો વિષય જુદો છે. સરવાળો કરવાની ક્રિયા માનસિક છે, પરંતુ તેના પરિણામરૂપે જે રકમ આવી તે ચેતનાનો સ્વતંત્ર વિષય છે.

(૪) દરેક ચેતના તેના વિષયનો નિર્દેશ કરતી હોવાથી આ વિષયોનો સ્વતંત્ર અભ્યાસ કરવો એ જ્ઞાનમીમાંસાનું અગત્યનું પાસું છે. આમ વસ્તુઓના વાસ્તવિક અસ્તિત્વનો પ્રશ્ન દૂર કરીને ચેતનાએ નિર્દેશેલા વિષયોનો અભ્યાસ કરવો જોઈએ.

(૫) હસર્લ સાક્ષીરૂપ અહમ્ (Transcendental Ego)નો સ્વીકાર કરે છે. તે ચેતનાના મૂળમાં છે.

સાર્ત્ર હસર્લના સિદ્ધાંતનો સ્વીકાર કરે છે. ચેતના હમેશાં વિષય-નિર્દેશક છે અને શુદ્ધ અનુભવશાસ્ત્રમાં આ નિર્દેશેલા પદાર્થોનો અભ્યાસ થવો જોઈએ તેમ સાર્ત્ર માને છે. પરંતુ હસર્લે 'સાક્ષીરૂપ અહમ્'નો સ્વીકાર કર્યો છે તેની સાર્ત્ર ટીકા કરે છે. ચેતનાને આધાર આપતો આવો કોઈ સાક્ષીરૂપ અહમ્ છે જ નહીં તેવું સાર્ત્ર માને છે. ચેતના નિરપેક્ષ અને નિર્વૈયક્તિક છે. તે માત્ર એક સક્રિયતા જ છે. ચેતનાનો પ્રવાહ સ્વયંભૂ છે. પાણીનો પ્રવાહ અમુક સ્થળે બરફ બની સઘન બને તેવી રીતે ચેતનાનો પ્રવાહ 'હું'ના ભાનરૂપે કેટલીક વાર સઘન બની જાય છે. પરંતુ ચેતના માત્ર 'હું'ના ભાનમાં પુરાઈ જતી નથી. ચેતનાની મુક્તિ

(Vertigo of Consciousness)નો માણસને ડર લાગે છે તેની સામે ક્ષણરૂપે 'હું'નુ ભાન સ્થિર રાખવાની વ્યક્તિ કોશિશ કરે છે

સાર્ત્રની દલીલ એવી છે કે 'હું'નુ ભાન આપણા અનુભવોમા હોતું જ નથી. એક અનુભવ ઉપર આપણે વિચાર કરીએ ત્યારે જ 'હું'નુ ભાન ઉદ્ભવે છે હું ગીત સાભળી રહ્યો હોઉં, ચિત્ર જોઈ રહ્યો હોઉં કે વાચતો હોઉં ત્યારે 'હુ' આ બધી પ્રવૃત્તિ કરી રહ્યો છુ તેવુ ભાન હોતું નથી ટૂકમા અસ્મિતા (Ego) ચેતનાની મનનાત્મક ક્રિયા (Reflection)નુ પરિણામ છે અનુભવ થઈ ગયો હોય ત્યારે અનુભવના વિષયનુ જ ભાન હોય છે. 'હું પ્રેક્ષક છુ,' 'હુ વિચારુ છુ' એવી સભાન અસ્મિતા ચેતનાના મનનાત્મક વ્યાપારમાથી જ ફલિત થાય છે એ સાક્ષીરૂપ અને સ્થાયી અહમ્ હોતો નથી

'The Transcendence of Ego' (૧૯૩૭) નામના સાર્ત્રના પુસ્તકમા 'અહમ્'ના સ્વરૂપની બહુ સૂક્ષ્મ ચર્ચા થઈ છે. સાર્ત્રની મૂળ કૃતિના અનુવાદકો વિલિયમ્સ અને કિલપેટ્રીક પુસ્તકના આમુખમા હસર્લ અને સાર્ત્રની તુલના કરતા જણાવે છે કે સાક્ષીરૂપ અહમનો ખ્યાલ ન ન સ્વીકારીને સાર્ત્ર 'શુદ્ધ અનુભવમીમાસા'ના દષ્ટિબિંદુને વધુ વફાદાર રહ્યા છે કારણ કે ચેતનાનુ સ્વરૂપ પરલક્ષી હોય તો પછી બીજી બાબતો જેમ ચેતનાના વિષયરૂપ જ છે તેમ 'અહમ્' પણ ચેતનાનો વિષય જ હોઈ શકે ચેતનામા 'અહમ્' નથી પણ ચેતના માટે 'અહમ્' છે ચેતનાને સ્વય કોઈ સામગ્રી નથી ચેતના તદ્દન પારદર્શક છે પરિણામે હસર્લે કુદરતી અને અનુભવલક્ષી દષ્ટિબિંદુનો તફાવત દર્શાવ્યો છે તે પણ સાર્ત્ર માટે સ્વીકાર્ય નથી અસ્તિત્વ ધરાવતા જગતથી ચેતના કદાપિ વેગળી હોઈ જ શકે નહીં વસ્તુના શુદ્ધ સ્વરૂપને અનુભવમા સમજવુ અને તેના વાસ્તવિક અસ્તિત્વનો અનાદર કરવો તે સાર્ત્ર માટે અશક્ય છે. ચેતના હમેશા અસ્તિત્વ સાથે જ સંકળાયેલી છે જગતના અસ્તિત્વથી તેને વિખૂટી પાડીને અભ્યાસ કરવો અશક્ય છે કારણ કે

ચેતનાને પોતાની કોઈ સામગ્રી જ નથી. સાર્ત્ર આ સિદ્ધાંતને 'Being and Nothingness'માં વધુ વિકસાવે છે.

(૨) આવેગ

૧૯૩૯માં, 'Emotion-Outline of a Theory' એ સાર્ત્રનું પુસ્તક પ્રગટ થયું. સાર્ત્ર આવેગનો અર્થ ઘટાવતાં નવીન દૃષ્ટિબિંદુ પ્રયોજે છે. વસ્તુની સ્વાભાવિક ચેતના જ્યારે અપૂરતી થઈ પડે છે અથવા તેને લીધે કોઈ ઘર્ષણ કે સંઘર્ષ ઉદ્ભવે છે ત્યારે આવેગમય ચેતના ઉદ્ભવે છે અને તેની અસરને લીધે વસ્તુ નવા સ્વરૂપમાં દેખાય છે. દ્રાક્ષને મેળવી ન શકનાર વ્યક્તિ 'દ્રાક્ષ ખાટી છે' તેવું માને ત્યારે તેના દૃષ્ટિબિંદુમાં આવેગરૂપી પરિવર્તન આવ્યું છે. વસ્તુમાં આવેગની દશામાં નવા ગુણોનું આરોપણ કરવામાં આવે છે આ હકીકત સાર્ત્ર સ્વીકારે છે. આવેગમાં જે ચેષ્ટા, શબ્દો અને ક્રિયાઓ થાય છે તેના દ્વારા વસ્તુઓને જાણે કે 'જાદૂઈ' અસ્તિત્વ આપવામાં આવે છે. આવેગનું કાર્ય વાસ્તવિક નિષ્ફળતા સામે પ્રત્યાઘાતરૂપ છે. દ્રાક્ષ ખાટી છે એમ રોષથી કે ઘૃણાથી કહેનાર માણસે પોતાની ચેતનામાં દ્રાક્ષ ન પહોંચી શકવાને લીધે ઉત્પન્ન થયેલી ઘટનામાંથી બચવાનો માર્ગ શોધ્યો છે. સાર્ત્રના આવેગના સિદ્ધાંતમાં નીચેની બાબતો સ્પષ્ટ થાય છે: (૧) આવેગ પ્રક્ષેપણરૂપ છે, (૨) આવેગ દ્વારા હતાશા કે તાણ ઓછી કરવાની છે, (૩) આવેગરૂપ વર્તન વાસ્તવિક વર્તનની અવેજીરૂપ છે, (૪) આવેગની અસર હેઠળ વસ્તુઓને નવા રૂપમાં જોવામાં આવે છે, (૫) સાર્ત્રની વિચારણા મુજબ આવેગની દશામાં વ્યક્તિ મજબૂર અને પરવશ બની જતી નથી. જગત પ્રત્યેની એક વિશિષ્ટ ઉન્મુખતા (orientation) આવેગરૂપ અનુભવમાં હોય છે. માણસના સ્વાતંત્ર્યને આવેગ બાધક નથી. વ્યક્તિ મુક્ત રીતે આવેગમય પ્રતિક્રિયા પસંદ કરે છે, (૬) ભય, ક્રોધ વગેરે આવેગો કદાચ આ સિદ્ધાંત પ્રમાણે વધુ સારી રીતે સમજાવી શકાય. પરંતુ આનંદ કે પ્રેમની સમજૂતી આ સિદ્ધાંત મુજબ બહુ સંતોષકારક

રીતે ન આપી શકાય

### (૩) કલ્પના

સાર્ત્રની કલ્પનાવ્યાપારની ચર્ચા તેમના પુસ્તક 'The Psychology of Imagination' (૧૯૪૦)મા તેમની લાક્ષણિક શૈલીમા રજૂ કરવામા આવી છે. સાર્ત્ર, પહેલા સિદ્ધાંતની મદદ લઈને પછી કલ્પનાની પ્રક્રિયા સમજાવતા નથી તેમના પુસ્તકની શરૂઆતમા જ તેઓ સૂચવે છે કે પ્રતિમા (Image)નો અભ્યાસ કરવો હોય તો તે બાબતનો વ્યક્તિને તાત્કાલિક અનુભવ શુ થાય છે તે જાણવો જોઈએ. દા. ત. હુ જ્યારે 'પીટર' નામના માનસની માનસપ્રતિમા રચુ ત્યારે પહેલે તબક્કે મને આ પ્રતિમાથી સૂચિત વ્યક્તિનુ જ ભાન હોય છે આ પ્રતિમા સ્વય કેવી છે તે બાબત તો હુ જ્યારે ફરી વાર વિચાર કરુ ત્યારે જ જાણી શકુ છુ "મને 'પીટર'ની પ્રતિમાનો અનુભવ થાય છે." આવુ જ્ઞાન બીજા તબક્કે ઉદ્ભવે છે આ ભાન મનનાત્મક ક્રિયા (reflective act)ને લીધે ઉદ્ભવે છે

કોઈ પણ વસ્તુ ચેતના સમક્ષ ત્રણ રીતે ઉપસ્થિત થઈ શકે પ્રત્યક્ષ જ્ઞાનથી, કલ્પનાથી અને વિચારણાથી જ્ઞાનેન્દ્રિયોના સંપર્કમા આવેલી વસ્તુનુ પ્રત્યક્ષજ્ઞાન થાય ત્યારે પણ વસ્તુના સમગ્રરૂપનુ ભાન થતું નથી દા ત, ખુરશીનુ પ્રત્યક્ષજ્ઞાન કોઈ એક નિરીક્ષક કરતો હોય ત્યારે તે અમુક સ્થળેથી અને અંતરેથી ખુરશી જોતો હોય છે આવા ઘણા વાસ્તવિક સ્થાનથી ઘણી જુદી જુદી પરિસ્થિતિમા ખુરશીનુ પ્રત્યક્ષજ્ઞાન થઈ શકે આમ કોઈ પણ વસ્તુના ઘણા દૃશ્યરૂપો છે તે બધા એક સાથે આપણે પ્રત્યક્ષજ્ઞાનમા અનુભવતા નથી આપણે ટેવ, પૂર્વઅનુભવ, અનુમાન વગેરે દ્વારા આ દૃશ્યરૂપો (appearances)નુ સંયોજન કરીને 'વસ્તુ' તરીકે તેનુ જ્ઞાન મેળવીએ છીએ પરતુ કોઈ પણ બાબતનો વિચાર કરીએ ત્યારે તે બાબત સમગ્રરૂપે એકદમ આપણી સમક્ષ આવે છે દા ત, હુ ષટ્કોણ આકૃતિ વિશે વિચાર કરુ ત્યારે બધી બાજુઓ અને

ખુણાએ માના વિચારમા પ્રગટ થાય છે એટલે પ્રત્યક્ષજ્ઞાન અને વિચારજ્ઞાનો મજા તફાવત એ છે કે પ્રત્યક્ષજ્ઞાનમા 'વસ્તુ'નું સંયોજન કરવાથી અનુભવથી શીખવાનું હોય છે ત્યારે વિચારક્રિયામા વસ્તુ સમગ્રરૂપમા તા ખલિત રીતે જાગી શકે છે વિચારમા વસ્તુનું મહત્ત્વ અથવા આવશ્યક ગુણો જાણી શકાય છે

કલ્પનાની પ્રક્રિયા થોડીક પ્રત્યક્ષજ્ઞાનને મળતી આવે છે અને થોડીક વિચારક્રિયાને મળતી આવે છે કલ્પનામા જે માનસપ્રતિમા ઉદ્ભવે છે તે સમગ્રરૂપે આવે છે તેના જુદા જુદા પાસાઓ બાળી રહેતા નથી અહીંયા કલ્પના વિચારણા સાથે સામ્ય ધરાવે છે તેવી જ રીતે કલ્પના પ્રત્યક્ષજ્ઞાનથી એટલા માટે જુદી પડે છે કે કોઈ પણ વસ્તુનું પ્રત્યક્ષજ્ઞાન થતું હોય ત્યારે તેમા નવાનવા દૃષ્ટિબિંદુ અને વિગતો ઉમેરતા જઈએ તો એ જ વસ્તુની વધુ વિગતો આપણને મળતી જાય છે દા ત એક કાગળનો ટુકડો હું જોઈ રહ્યો હોઉં તેમા વધુ ધ્યાન આપું તો એ કોરો છે, તેનો છેડો ફાટેલો છે, ચોળાયેલો છે વગેરે નવી વિગતો હું વધુ જાણી શકુ પરતુ કલ્પનાથી ઉપજાવેલી માનસપ્રતિમામા હું ગમે તેટલું વધુ સ્પષ્ટ ધ્યાન આપુ તો પણ નવી વિગતો ઉમેરી શકાશે નહીં કારણ કે માનસપ્રતિમામા મેં જે મૂકયુ હોય તે જ મને દેખાયા કરશે નવી વિગતો પણ હું ઉમેરીશ તો આવશે તે ઉપરાત જે વસ્તુનો હું પ્રત્યક્ષ અનુભવ કરી રહ્યો છું તે વસ્તુ બીજી અસંખ્ય વસ્તુઓ સાથે અનેક રીતે સંકળાયેલી છે તેની સમગ્ર પાર્શ્વભૂમિકા રહેલી છે પરિણામે પ્રત્યક્ષજ્ઞાન જે રીતે સમૃદ્ધ છે તે રીતે કલ્પિત માનસપ્રતિમા સમૃદ્ધ નથી પ્રતિમામા જે વસ્તુ ઉપસ્થિત તે પૂરેપૂરી ઉપસ્થિત થાય છે તે સ્થિર થઈ જાય છે બીજી બાબતો સાથે સકળાયેલી નથી પ્રત્યક્ષજ્ઞાન અને કલ્પનાનો બીજો મહત્ત્વનો તફાવત એ છે કે પ્રત્યક્ષ જ્ઞાનમા ભ્રમ થઈ શકે પણ માનસપ્રતિમામા ભ્રમ થઈ શકે નહીં ધારો કે 'મારી અત્યારની કલ્પિત પ્રતિમા ત્રિકોણની આકૃતિ છે' એવુ વિધાન

કોઈ રજૂ કરે તો તે સંપૂર્ણ રીતે સાચું જ છે. તેમાં ભૂલ થવાને અવકાશ નથી. મારી માનસપ્રતિમા વિશે મારો પોતાનો અનુભવ સચોટ છે.

આમ, પ્રત્યક્ષીકરણમાં વસ્તુના વિવિધરૂપોનું સંયોજન છે; તે શીખેલો અનુભવ છે; તે હમેશાં અધૂરો જ છે અને છતાં વાસ્તવિક અને સમૃદ્ધ છે. તેની સરખામણીમાં કલ્પનામાં વસ્તુ પૂરી જ ઉપસ્થિત થાય છે. એક સાથે આવે છે; તેમાં ભૂલ થવાની શક્યતા નથી અને છતાં પ્રત્યક્ષ જ્ઞાનની સરખામણીમાં, કલ્પનામાં વિગતોની દરિદ્રતા છે.

પ્રતિમાની સામગ્રી, વસ્તુઓના જગતમાંથી આવે (જેમ કે ફોટોગ્રાફ, કોતરણી, પેઈન્ટિંગ વગેરે). અથવા માનસિક જગતમાંથી આવે (જેમ કે લાગણી, હાવભાવ વગેરે) પરંતુ તેનો હેતુ હમેશાં સરખો હોય છે અર્થાત્ ગેરહાજર કે અદશ્ય વસ્તુઓને કલ્પિત રીતે ઉપસ્થિત કરવાનો હેતુ પ્રતિમાનિર્માણમાં અભિપ્રેત છે.

ધારો કે મારા મિત્રને હું યાદ કરવા માગું છુ. તેના ચહેરાની હું કલ્પના કરું છું. પરંતુ તેની માનસપ્રતિમા મને સજીવ ન લાગે–ઝાંખી લાગે. તેના ચહેરાના ભાવનું સંક્રમણ ન થાય. હું બીજો વિકલ્પ પસંદ કરું. તેનો ફોટો જોઉં અને માનસપ્રતિમા કરતાં વધારે વિગતો તેમાં જોઈ શકું પરંતુ મને તેમા કશુંક ખૂટતું લાગે. પછી હું તેનું વ્યંગચિત્ર–કાર્ટૂન જોઉં તેમાં જાણી જોઈને તેના ચહેરાને વિચિત્ર બનાવવામાં આવ્યો હોય અને છતાં તેની લાક્ષણિકતા પ્રગટ થઈ શકી હોય. આમ માનસ-પ્રતિમા, ફોટો કે કાર્ટૂન એ ત્રણેનું ધ્યેય વાસ્તવિકતા પ્રતિબિંબિત કરવાનું છે. ત્રણેનો વિષય એક જ છે. ત્રણેયનું સ્વરૂપ સરખું હોવા છતાં તેની સામગ્રી ભિન્ન છે. ફોટોગ્રાફ અને કાર્ટૂનચિત્રની સામગ્રી માનસપ્રતિમા કરતાં જુદી છે. આ દૃષ્ટિએ કલ્પિત પદાર્થોનું એક જુદું જગત નથી. કલ્પનામાં આ જ જગતની વસ્તુઓને જુદા રૂપમાં સંગઠિત કરવામાં આવે છે. પ્રતિમા અનુપસ્થિત વસ્તુનો સંકેત છે.

પ્રત્યક્ષ અને કલ્પનાવ્યાપારનું કેટલીક વાર એક જ અનુભવમાં સંયોજન થાય છે. એટલે કે જેનો પ્રત્યક્ષ થઈ રહ્યો છે તે પદાર્થ 'અ' એક બીજા પદાર્થ 'બ'નો નિર્દેશ કરે છે. 'અ' મોજૂદ છે અને તે 'બ'ની પ્રતિમા ઉપજાવે છે. ધારો કે એક કલાકાર બીજા કલાકારની નકલ કરતો હોય અને નકલની મદદથી પ્રેક્ષકોનું મનોરંજન કરતો હોય. સાર્ત્ર આ દૃષ્ટાંત લઈને પ્રત્યક્ષીકરણ, અનુકરણ અને કલ્પનાની પ્રક્રિયા એકબીજા સાથે કેવી રીતે જોડાઈ જાય છે તેની સમજૂતી આપે છે. 'અ'ના વર્તનને જોઈને આપણને 'અ' કોની નકલ કરે છે તેનું ભાન થાય છે. એટલે 'બ' કે જે ગેરહાજર છે તેની કલ્પના આપણા મન સમક્ષ અસ્પષ્ટ હતી તે 'અ'ની ચેષ્ટાઓનો અર્થ ઘટાવવાથી ઉદ્ભવે છે. આ કલ્પના વ્યાપાર અંતઃપ્રેરણા (Intuition) અને અનુભૂતિ (Feeling) બન્ને સમાયેલા છે અનુકરણને લીધે જ માત્ર માનસપ્રતિમા ઉત્પન્ન થતી નથી. પરંતુ અનુકરણનું નિરીક્ષણ થતું હોય તે દરમ્યાન નવા સ્વરૂપે કલ્પનાનું સંયોજન થતું જાય છે એટલા માટે પ્રેક્ષકો નિર્ણય કરી શકે છે કે અનુકરણ ખરેખર સારું છે કે નબળું છે

માનસપ્રતિમા (Image)માં વ્યક્ત થતું પાત્ર અસત્ (unreal) હોય છે. તેની સાથે વાસ્તવિક વ્યવહાર કરી શકાતો નથી. તેની સાથે વ્યવહાર કરવા માટે આપણે પણ કાલ્પનિક પરિસ્થિતિ ઉત્પન્ન કરવી પડે કલ્પિત પાત્રો સદૈવ નિષ્ક્રિય છે આપણે તેમાંથી મન હઠાવી લઈએ તો તે શૂન્યતામાં સરી જાય છે આવી કલ્પિત ઉપસ્થિતિને સદા જીવંત રાખવાના કૃત્રિમ પ્રયત્નો કરવા પડે છે તે આપણી ઇચ્છાઓને છછેડે છે; તીવ્ર બનાવીને અસંતુષ્ટ રાખે છે. કલ્પના દ્વારા કોઈના માનસચિત્રને મારા મન સમક્ષ હું ઉપસ્થિત કરું એટલે પછી તેને વિશે મારા મનમાં અનેક અપેક્ષાઓ જાગૃત થાય છે અને આ અપેક્ષાઓ આ કલ્પિત પદાર્થ પૂરી કરી શકે નહીં, મારી સાચી લાગણીઓ અને ઇચ્છાઓ કલ્પિત પાત્ર સાથે ભળી જવા માગે છે, દરિયાનું પાણી

તરસ્યા માણસને જે રીતે છંછેડે તે રીતે એક ચિત્ર કે ફોટો કે માનસ-પ્રતિમા, જોનાર કે કલ્પના કરનારને છંછેડે છે. માનસિવકૃતિઓના કેટલાક પ્રકારોમાં જ્યારે કલ્પનાનો અતિરેક થાય છે ત્યારે વ્યક્તિ પોતાની બધી લાગણીઓ અને ઇચ્છાઓ કોઈ કલ્પિત પાત્ર કે સ્થિતિની આસપાસ કેન્દ્રિત કરે છે અને વાસ્તવિક પરિસ્થિતિમાં અનુકૂલન સ્થપાતું નથી. સાર્ત્રની દૃષ્ટિએ કલ્પના ચેતનાનું એક નવીન પ્રકારનું પરિવર્તન છે. ચેતનાનું કાર્ય નિષેધ કરવાનું છે માટે કલ્પનારૂપી ચેતનામાં પણ જે વિષયની માનસપ્રતિમા ઉદ્ભવી હોય તેની ગેરહાજરીનો નિર્દેશ થાય છે. એક ચિત્રકાર સાચા રંગો પૂરીને તેના ચિત્રદ્વારા અવાસ્તવિક વસ્તુની કલ્પના નિર્માણ કરે છે. ખરું સૌન્દર્ય ચિત્રના રંગનું નથી પરંતુ તેનાથી ઉદ્ભવતી કલ્પિત વસ્તુની પ્રતિમાનું છે. રંગો સાચા છે પણ ચીતરેલા દૃશ્યનું સૂચન કરવા પૂરતું જ તેમનું સાદૃશ્ય મૂલ્ય છે, તેવી જ રીતે હૅમ્લેટનું પાત્ર ભજવતો કલાકાર એક રીતે મિથ્યા ભૂમિકા ભજવે છે કારણ કે હૅમ્લેટ તે સાચો નથી, પરંતુ તેના હાવભાવ, વાણી વગેરે તે સમય પૂરતા ખરેખર એ પાત્રને મળતા આવે છે, કરુણ પાત્ર ભજવનારનાં સાચાં આંસુ પણ કલ્પિત પાત્રની કરુણતા નિર્દેશે છે એટલે તેમાં સાચી કલા દેખાય છે: "It is not the character who becomes real in the actor, it is the actor who becomes unreal in the character."

કલા અને વાસ્તવિકતા એકબીજાથી વેગળાં છે અને કલ્પના જ કલાનું હાર્દ છે. કલાકાર વાસ્તવિકતાનો ઉપયોગ કરે ત્યારે પણ તે કોઈ અનુપસ્થિત કલ્પિત વસ્તુનો નિર્દેશ કરવા માટે કરે છે એટલે જ સૌન્દર્ય કદાપિ વાસ્તવિકતામાં હોતું નથી. માનસપ્રતિમાનું અસ્તિત્વ કલ્પનામાં અનિવાર્ય છે. અસ્તિત્વ ન ધરાવનાર તરીકે અથવા ગેરહાજર, બાઅંત તરીકે અથવા બીજે અસ્તિત્વમાં હોય તે વસ્તુ તરીકે કલ્પનાની બાબતો નિર્દેશક હોય છે.

## (૪) માનવસ્વાતંત્ર્ય

માણસના અસ્તિત્વનું મૂળભૂત સત્ય એ એ છે કે માણસ કાર્ય કરે છે અને સ્વપ્રેરિત કાર્યો કરે છે આવા કાર્યો ધ્યેયલક્ષી છે ધ્યેયોની પસંદગી અમુક જીવનરીતિ અથવા તો જીવન પ્રત્યેનું દૃષ્ટિબિંદુ વ્યક્ત કરે છે ધ્યેયના સદર્ભમાં વસ્તુઓ મૂલ્યવાન બને છે જગતની વસ્તુઓ ધ્યેયને ઉપકારક, અવરોધક અથવા તેનાથી અલિપ્ત હોય છે ધ્યેય ચેતના સમક્ષ એક પ્રાપ્ત કરવા લાયક બાબત તરીકે ઉપસ્થિત થાય છે વસ્તુરૂપ સત્(Being-in-itself)થી ચેતનરૂપ સત્ ભિન્ન છે તે જાતનું આતરિક ભાન મુક્તિના પાયામા છે તાત્ત્વિક રીતે, માણસે મુક્તિ મેળવવાની નથી માનવી મુક્ત જ છે વસ્તુત તેની મુક્તિનું તેને આતરિક ભાન હોતું નથી પસંદગી કરવાની પ્રક્રિયામા આ મુક્તિ પ્રગટ થાય છે નિર્ણય કરવાની જરૂરિયાતમાંથી બચી શકાતું નથી. પોતાની બાબતોમા બીજા નિર્ણય કરે એમ કહેવામા પણ એક નિર્ણય સમાયેલો છે તાત્ત્વિક દૃષ્ટિએ 'ચેતના' અને 'પસંદગી' (Choice) શબ્દો પર્યાયરૂપ છે ગમે તે પળે માણસ એવા નિર્ણયો લઈ શકે છે કે તેનું આખુ જીવન છિન્નભિન્ન થઈ જાય અથવા તો નવું રૂપ ધારણ કરે છે પ્રતિપળે, પસદગી દ્વારા માનવી નવુ જીવન સર્જે છે ભૂતકાળના વજન નીચે પણ મુક્ત ચેતના દબાઈ જતી નથી સ્વાતત્ર્યની વ્યાખ્યા આપી શકાય નહીં. માનવસ્વાતત્ર્યનુ અસ્તિત્વ તેના સત્ત્વની પહેલા આવે છે ચેતનાની પારગામિતા (transcendence) સ્વાતત્ર્યનુ ચિહ્ન છે અમુક પરિસ્થિતિ અસહ્ય છે તેનુ ભાન ત્યારે જ થાય કે તેના કરતા સારી સ્થિતિનુ અસ્તિત્વ મુક્ત રીતે કલ્પી શકાતુ હોય (Ideal Nothingness) સારાશ કે ચેતના, પસદગી, સ્વાતત્ર્ય વગેરે શબ્દો સમાનાર્થી છે. જેની ઇચ્છા થાય તે તરત જ મળી જાય—આવો 'સ્વાતત્ર્ય'નો અર્થ સાર્ત્રના તત્ત્વજ્ઞાનમા નથી 'પસદગી'નું સ્વાતત્ર્ય માનવીનું 'તાત્ત્વિક' સ્વાતત્ર્ય છે પર્વત ઉપર ચઢતા, રસ્તામા આવેલો ખડક આપણા મનોબળથી અદશ્ય

થઈ જાય એવુ બાલિશ કે કલ્પિત સ્વાતંત્ર્ય માણસને નથી, પરતુ પર્વત ચઢવાનું ધ્યેય માણસ સ્વતંત્ર રીતે પસંદ કરી શકે છે અને 'ખડક' કે 'ખરડવો' આ ધ્યેયની પસંદગીને લીધે 'વિઘ્ન' બને છે 'વિઘ્ન' કે 'અવરોધ'નું અસ્તિત્વ સ્વાતન્ત્ર્યને લીધે છે. પર્વતના દૃશ્યનો આનંદ માણનારને તેમા આવેલા મોટા ખડકો વિઘ્નરૂપ લાગતા નથી કારણ કે તેનું ધ્યેય પર્વતારોહકો કરતા જુદુ છે સ્વાતન્ત્ર્ય અમુક પરિસ્થિતિઓથી ઘેરાયેલુ છે પરંતુ સાર્ત્રની દલીલ મુજબ આવી પરિસ્થિતિઓ ન હોય તો સ્વાતંત્ર્યનો કોઈ અર્થ નથી માણસના અબાધિત સ્વાતંત્ર્યને સ્વીકારનાર સાર્ત્રનો સિદ્ધાંત તત્ત્વચિંતનના છેલ્લા બે હજાર વર્ષોમા સહુથી વધુ આત્યંતિક છે તેવો સેલ્વનનો મત છે સ્થાન, ભૂતકાળ, વાતાવરણ, અન્ય વ્યક્તિનું અસ્તિત્વ, અને મૃત્યુ આ પાચ બાબતો માનવસ્વાતંત્ર્યના અવરોધો તરીકે સાર્ત્ર સ્વીકારે છે વ્યક્તિ અમુક સ્થાનમા છે પરતુ 'સ્થાન' તેને માટે ઉપકારક પણ હોઈ શકે અને અવરોધક પણ હોઈ શકે એક ગરીબ કારીગરને પોતાના વર્તમાન વસવાટનુ સ્થાન હતાશ કરે છે કારણ કે તેની મુક્ત કલ્પના દ્વારા તે નવુ સારુ સ્થાન ધ્યેય તરીકે સ્વીકારી શકે છે કોઈ પણ વસ્તુને અવરોધ ગણવો કે નહીં તે સ્વતંત્ર પસંદગીનુ પરિણામ છે તે જ રીતે પોતાના ભૂતકાળનો વ્યક્તિ સ્વતંત્ર રીતે અર્થ ઘટાવી શકે છે ભૂતકાળમા કોઈ વ્યક્તિ ગુનેગાર હોય તો તે હમેશા ગુનેગાર રહે તેવુ બનતું નથી ભૂતકાળ વસ્તુરૂપ અસ્તિત્વ બની જાય છે પણ ભૂતકાળને કેટલે અંશે વર્તમાન અને ભાવિને અસર કરવા દેવો તે વિશે વ્યક્તિને સ્વાતંત્ર્ય છે જો કે પોતાનો અંગત ભૂતકાળ અત્યારે વ્યક્તિ ફેરવી શકે નહીં અસ્તિત્વવાદી ઉકેલ દર્શાવતા સાર્ત્ર દલીલ કરે છે કે માણસને પોતાનો ભૂતકાળ ન જીરવી શકાતો હોય તો આપઘાત કરવાનુ સ્વાતંત્ર્ય તો છે જ તેવી જ રીતે વાતાવરણના પરિબળો સ્વાતન્ત્ર્યનો ઉપયોગ કરવાની સામગ્રી પૂરી પાડે છે 'To be free means to be free in order to act.' 'પર'નુ અસ્તિત્વ 'સ્વ'ના અસ્તિત્વ માટે નિર્માણ થયેલી

પરિસ્થિતિ છે. માણસ અમુક કુટુંબ, જાતિ, સંસ્થા અને દેશનો સભ્ય છે; નાગરિક છે. અને બીજી વ્યક્તિઓનું અસ્તિત્વ અનિવાર્ય હકીકત છે. પરંતુ માનવીઓની વાસ્તવિક આંતરક્રિયા સ્વાતંત્ર્ય વગર અશક્ય છે તેમ સાર્ત્ર માને છે. ભાષા આવી આંતરક્રિયાનું મહત્ત્વનું સાધન છે. બીજાએ સંગઠિત કરેલા જગતમાં માણસ પ્રવેશે છે પરંતુ માણસ પોતે પોતાની રીતે આંતરવ્યવહારનાં સાધનોનો ઉપયોગ કરી શકે છે. વ્યક્તિઓ એકબીજાના સ્વાતંત્ર્યને મર્યાદિત કરે છે પરંતુ સ્વાતંત્ર્યના ઉપયોગથી જ તેમ બની શકે છે.

### મૃત્યુ

સાર્ત્રના સ્વાતંત્ર્યના સિદ્ધાંતના સંદર્ભમાં 'મૃત્યુ' વિશે સાર્ત્રની વિચારણા ઘણી રસપ્રદ છે. શું મૃત્યુ માનવસ્વાતંત્ર્યને બાધક ન ગણી શકાય? સાર્ત્રનો મૃત્યુનો ખ્યાલ હાઇડેગરના ખ્યાલથી ભિન્ન છે. હાઇડેગરના મત મુજબ મૃત્યુ માનવીની ચેતનાને તીવ્ર બનાવે છે. મૃત્યુ આપણા પરિમિત અસ્તિત્વનું હાર્દ છે. આપણી જાતને સમગ્ર સ્વરૂપમાં નિહાળવી હોય તો આપણે મૃત્યુને કેન્દ્રમાં રાખવું જોઈએ. મૃત્યુ વ્યક્તિના જીવનને અર્થ આપે છે. સત્ તત્ત્વ પ્રત્યે અભિમુખ કરે છે. મૃત્યુને પોતાની અંગત શક્યતા તરીકે સ્વીકારીને મૃત્યુને આત્મસાત્ કરવાનું હાઇડેગરનું સૂચન છે (Humanization of death). મારું 'મૃત્યુ' બીજા કોઈનું 'મૃત્યુ' નથી. હાઇડેગરના મત મુજબ 'મૃત્યુ' અંગત શક્યતા છે અને મૃત્યુ અનિવાર્ય હોવાથી માનવસ્વાતંત્ર્યને બાધક છે. આ મૃત્યુનો ભય દરેક વ્યક્તિને હોય છે, જીવનને જ બધું મૂલ્ય આપનાર મૃત્યુથી ડરે છે. પરંતુ હાઇડેગરની દૃષ્ટિએ મૃત્યુની શક્યતાનું ભાન માણસને પોતાના અસ્તિત્વ વિશે જાગૃત કરે છે; પોતાની એકલતા અને શૂન્યતા પ્રતીતિ કરાવે છે.

સાર્ત્ર હાઇડેગરનું મંતવ્ય સ્વીકારતા નથી. સાર્ત્રના મત મુજબ મૃત્યુ અર્થહીન છે. પોતાનું મૃત્યુ નિશ્ચિત સમયમાં થવાનું છે તેમ જાણનાર

માણસને જીવન પણ અર્થહીન જણાય છે. ઉપરાંત મૃત્યુ માણસના સ્વાતંત્ર્યને બાધક નથી કારણ કે મૃત્યુ એવો અનુભવ નથી કે જેને પાર કરીને ફરી પાછો માણસ પોતાની જિંદગી શરૂ કરી શકે. વ્યક્તિ પોતાના મૃત્યુને એક સાક્ષીની તટસ્થતાથી કલ્પી શકે નહીં. મૃત્યુ ખુદ એક શક્યતા નથી પણ તે બધી શક્યતાઓનો નિશ્ચિત અંત છે. મૃત્યુને નાટકના છેલ્લા અંક સાથે સરખાવી શકાય નહિ. મૃત્યુથી જીવન પરિપૂર્ણ થાય છે તેમ સાર્ત્ર સ્વીકારતા નથી. વસ્તુતઃ સાર્ત્ર જીવનને પણ અર્થહીન ગણે છે: 'It is absurd that we are born, it is absurd that we die.' મૃત્યુ પામેલો માણસ બીજી વ્યક્તિની ચેતનાનો વિષય બને છે. તે માત્ર ભૂતકાલીન બની જાય છે. મૃત્યુ, સ્વાતંત્ર્યની બાહ્ય સીમા છે; અવરોધ નથી. પોતાનું ધ્યેય ન મેળવી શકવામાં જેમ ખરાબ હવામાન માણસને નડે તેમ મૃત્યુ નડતું નથી, કારણ કે ખરાબ હવામાન હોવા છતાં ધ્યેયનું અસ્તિત્વ તો રહી શકે છે ત્યારે મૃત્યુ થાય એટલે ધ્યેય કે પસંદગીનુ તત્ત્વ પાછળથી ટકી રહેતું નથી. ધ્યેય મેળવવાની ઇચ્છા ટકી હોય તો જ તેમા વિઘ્નરૂપ વસ્તુ સ્વાતંત્ર્યને બાધક ગણી શકાય પરતુ મૃત્યુ થાય ત્યારે તે પ્રકારની કોઈ પરિસ્થિતિ હોતી નથી. સાર્ત્ર એવી કલ્પના રજૂ કરે છે કે કેદીઓને મોતની સજા ફરમાવવામાં આવી હોય અને રોજ તેને માટે બહાદુરીથી કેદીઓ તૈયાર થતા હોય અને તે દરમ્યાન જ કોઈ ચેપી રોગથી તેમનું મૃત્યુ થાય તેવી દશા બધાં માણસોની છે. મૃત્યુની આગાહી થઈ શકતી નથી. મૃત્યુની વ્યાખ્યા આપતાં સાર્ત્ર લખે છે: 'Death is the possible nihilation of my possibles'. એપિકયૂરસની જેમ સાર્ત્ર પણ માને છે કે મૃત્યુ એક જ એવી ક્ષણ છે કે માણસે પોતે જીવવાની હોતી નથી.

(૫) આત્મપ્રપંચ (Bad Faith)

આત્મવચના (self-deception)નું પૃથક્કરણ કરતાં સાર્ત્ર એક ફરક સ્પષ્ટ કરે છે. જુઠાણું એટલે બીજી વ્યક્તિથી સત્ય છુપાવ-

વાનો પ્રયાસ; આત્મપ્રપંચમાં વ્યક્તિ પોતાથી સત્ય છુપાવે છે. સાર્ત્ર 'અચેતન' મનના સિદ્ધાંત દ્વારા 'આત્મપ્રપંચ'ની સમજૂતી આપતા નથી.

અસ્તિત્વની બે કક્ષાઓ છે: (૧) હકીકતરૂપ અસ્તિત્વ (Facticity), અને (૨) પારગામિતા (transcendence). વર્તમાનમાં જેવું છે તેવું વસ્તુનું સ્વરૂપ સ્વીકારી લેવું તે હકીકતરૂપ અસ્તિત્વનું ભાન છે. દા. ત. ટેબલ છે, વૃક્ષ છે, પર્વત છે વગેરે આખી પરિસ્થિતિ જેવી છે તેવી જ સ્વીકારવામાં માત્ર હકીકતરૂપ અસ્તિત્વ છે. તેથી વિરુદ્ધ ચેતનાની મુક્ત પસંદગી દ્વારા વસ્તુઓના વર્તમાન અસ્તિત્વને પાર કરી તેને ધ્યેયપ્રાપ્તિના સંદર્ભમાં વિચારવામાં પારગામિતાનું લક્ષણ રહેલું છે. દા.ત. તોફાની બાળક સમક્ષ 'તેં બહુ સારું કર્યું' એવું વિધાન અમુક હાવભાવ સાથે કરવામાં આવે તો આ શબ્દોનું કટાક્ષયુક્ત પ્રયોજન સ્પષ્ટ થઈ જાય છે. આ વાક્યનો હકીકતરૂપ અર્થ પણ છે અને તેના દ્વારા સૂચવાતો કટાક્ષરૂપ અર્થ પણ છે. તેવી જ રીતે માણસના વર્તનનો અથવા તો ચેષ્ટાઓનો સીધો સરળ અર્થ પણ છે અને તેની કોઈ ગૂઢ ઇચ્છા વ્યક્ત કરતો અર્થ પણ હોઈ શકે છે. આત્મપ્રપંચમાં, આ બે કક્ષાઓ વચ્ચેનો ફરક અવગણવામાં આવે છે અથવા તો એક જ પરિસ્થિતિમાં વારંવાર આ બન્ને કક્ષાએ જીવવામાં આવે છે. ચેતનાની સંદિગ્ધતા આવી પ્રક્રિયા માટે જવાબદાર છે. ચેતના જે 'છે' તે 'નથી', અને જે 'નથી' તે 'છે'. સાર્ત્રના સિદ્ધાંત મુજબ ચેતના પ્રવાહીરૂપ છે, પરિણામે સતત પરિવર્તનશીલ અને મુક્ત છે એટલે વસ્તુઓની જેમ તેને માત્ર હકીકતરૂપ અસ્તિત્વ નથી.

અસ્તિત્વની આ સંદિગ્ધતાનું સાર્ત્ર એક બહુ રસપ્રદ દૃષ્ટાંત આપે છે. સાર્ત્રની સાહિત્યકાર તરીકેની પ્રતિભા અને ફિલસૂફ તરીકેનું સામર્થ્ય આ દૃષ્ટાંતમાં જોવા મળે છે. એક પુરુષ એક સ્ત્રીને હૉટેલમાં મળે છે. પુરુષની બધી ચેષ્ટાઓ તેના પ્રેમને પ્રગટ કરનારી હોય છે. પુરુષ પ્રેમમાં

આગળ વધવા માગે છે અને છતાં સ્પષ્ટ રીતે પોતાનો ઇરાદો જાહેર કરતો નથી. અસ્તિત્વની આ પારગામિતાની સપાટી છે, પરંતુ તે સ્ત્રી, પુરુષના શબ્દો અને ચેષ્ટાઓનો સીધો અને સરળ અર્થ કરે છે. જાણે કશું જ બન્યુ નથી તેવું માનીને બે સાવ અપરિચિત વ્યક્તિઓની જેમ તેઓ વર્તે છે. અહીં માત્ર હકીકતરૂપ અસ્તિત્વની સપાટી છે. સ્ત્રીને પોતાનો નિર્ણય લેવાની ક્ષણો લંબાવવી છે અને છતાં તદ્દન ગુમાવી દેવી નથી. તેના પુરુષમિત્રનું વર્તન તદ્દન અલિપ્ત થઈ જાય તેવું તે ઇચ્છતી નથી અને છતાં પ્રેમ કબૂલવા માટે તેટલા સમય પૂરતી તેની તૈયારી નથી. તે સ્ત્રી જાણે છે કે આ પુરુષની વાણી અને વર્તન માત્ર તેના રૂઢ અર્થમાં જેવાં સમજી શકાય તેવાં જ નથી અને છતાં તે તેની ચેષ્ટાઓના સૂક્ષ્મ સંકેતોને તે સ્વીકારવા માગતી નથી. માત્ર વર્તમાન સપાટીએ તે આ અનુભવ ચાલુ રહે તેમ ઇચ્છે છે. સ્ત્રી પોતાના શરીરને પણ વસ્તુરૂપ અસ્તિત્વ આપી દે છે. પુરુષના હાથમાં તે સ્ત્રીનો હાથ હોય છે ત્યારે પણ જાણે તેમાં કોઈ ઉષ્મા રહેતી નથી. અસ્તિત્વની પારગામિતા અવગણીને માત્ર હકીકતરૂપ અસ્તિત્વ સ્વીકારવામાં આત્મપ્રપંચ છે. તેમાં સત્યને પોતાની જાતથી છુપાવવાની ચેષ્ટા છે. આ પરિસ્થિતિ શકય બને છે તેનું કારણ એ છે માણસ અસ્તિત્વની બે કક્ષાએ જીવે છે.

બીજું દૃષ્ટાંત લઈએ. એક ચોર જ્યારે એમ દલીલ કરે કે તે મજબૂર હતો, તે પરિસ્થિતિનો ગુલામ હતો અને તે હંમેશા ચોર તરીકે ઓળખાવો ન જોઈએ ત્યારે તે એમ કહેવા માગે છે કે પોતાના સ્વાતંત્ર્યથી તે પોતાનો ભૂતકાળ ભૂંસી નાખીને નવું જીવન શરૂ કરી શકે છે. અહીંયાં માત્ર પારગામી અસ્તિત્વનો જ સ્વીકાર જણાય છે. આવી દલીલ કરનાર વ્યક્તિ પોતાનુ હકીકતરૂપ અસ્તિત્વ અવગણે છે અને તેથી આત્મવચનાનો ભોગ બને છે.

તે જ રીતે નૈતિક ઉપદેશકો જ્યારે ગુનેગારની ટીકા કરતા હોય ત્યારે તેઓ જો આ લોકોને સુધરવાની કોઈ શકયતા નથી તેમ માને તો

તેમાં પણ આત્મપ્રપંચ રહેલો છે કારણ કે પારગામિતા(transcendence)નો નકાર કરવામાં આવ્યો છે. એક 'પથ્થર' જે અર્થમાં 'પથ્થર' છે તે અર્થમાં એક 'ચોર' ચોર રહેતો નથી કારણ કે તેનું ભવિષ્ય બદલી નાખવા તે મુક્ત છે અને સમર્થ છે. માનવીનું અસ્તિત્વ વૃક્ષો અને પથ્થરોના અસ્તિત્વ જેવું નથી. ટૂંકમાં 'ચોર' જો એમ જ માને કે તે ખરેખર ચોર નથી તો આત્મપ્રપંચ છે કારણ કે ભૂતકાળમાં તે ખરેખર ચોર હતો તે બાબત અવગણી શકાય નહીં. તે જ પ્રમાણે જો કોઈ એમ માને કે એક વખત જે ચોર હતો તે હમેશાં હશે તો પણ આત્મપ્રપંચ છે કારણ કે માનવસ્વાતંત્ર્યની શક્યતાનો અનાદર કરવામાં આવ્યો છે. વેઇટર તરીકે કામ કરતો માણસ તદ્દન વેઇટર જ નથી. તે પોતાની ભૂમિકાની આરપાર જોઈ શકે છે. દરેક વ્યક્તિ જીવનમાં ઘણા ભાગ ભજવે છે. તેમાંથી કોઈ એક જ ભૂમિકા તેના આખા વ્યક્તિત્વને સમાવી લે છે તેવું ખાતરીપૂર્વક સ્વીકારી શકાતું નથી. હોટેલનો 'વેઇટર' જાણે છે કે ઘણા લોકોની દૃષ્ટિએ તે માત્ર 'વેઇટર' છે છતાં તે પોતે 'વેઇટર' હોવા ઉપરાંત ઘણું સમૃદ્ધ વ્યક્તિત્વ ધરાવે છે. વ્યક્તિની પ્રવાહી ચેતના સદૈવ મુક્ત હોવાથી તેને કોઈ સ્થિર અને સઘન વ્યક્તિત્વમાં બાંધી લેવાનું શક્ય નથી. આપણું મૂલ્યાંકન નિરપેક્ષ નથી. ગુનેગાર પોતાનું હકીકતરૂપ અસ્તિત્વ (Facticity) અવગણે અને સમાજ તેનું પારગામી અસ્તિત્વ (Transcendence) અવગણે તો બન્ને આત્મપ્રપંચનો ભોગ બને છે.

સાર્ત્રની દૃષ્ટિએ માણસને પોતાની નિરાધારતાનું ભાન કષ્ટદાયક જણાય છે. ચેતનાની સ્વાયત્ત મૂલ્યનિર્માણની ક્રિયાથી માનવી ચિંતિત થાય છે. આવા સંતાપમાંથી બચવા માટે માણસ એમ માનવા પ્રેરાય છે કે આ જગતનો કોઈ સર્જક છે, બધી વસ્તુઓના નિશ્ચિત ગુણો છે, બધા બનાવોના નિશ્ચિત નિયમો છે, મૂલ્યો દૈવી આદેશ મુજબ ઘડાયેલાં છે અને માણસે માત્ર વિરાટ વિશ્વયોજનાના એક અંશ તરીકે

પોતાનું કાર્ય કરવાનું છે. આવી વિશ્વવ્યાપી આધ્યાત્મિક સંકલ્પનામાં માનવાથી વ્યક્તિગત જવાબદારી, સંઘર્ષ અને મૂલ્યોની સમસ્યાની તીવ્રતા ઘટી જાય છે. 'વ્યવસ્થિત જગત'(Serious world)માં માનવાથી તે પોતાની નિરાધારતા અને આંતરિક એકલતા ઓછી કરવાનો મિથ્યા પ્રયત્ન કરે છે. પરંતુ વસ્તુતઃ માનવીએ જીવન પ્રત્યે એક કલાકાર કે ખેલાડીની દૃષ્ટિ રાખવી જોઈએ. કલાકાર કે ખેલાડીને પણ કલા કે રમતના નિયમોને આધીન રહેવું પડે છે પરંતુ મનમાં તે સમજતો હોય છે કે આ નિયમો માણસે જ બનાવેલા છે અને ધારે તો અમુક રમત રમવી કે ન રમવી અને અમુક કલાકૃતિનું નિર્માણ કરવું કે ન કરવું એ બાબત પોતે સ્વતંત્ર નિર્ણય કરી શકે છે.

વફાદારી કે સચ્ચાઈ (Sincerity) વિશે પણ આ જ પરિસ્થિતિ છે. 'તમારે પોતાની જાતને વફાદાર રહેવું' એવો આદેશ એક રીતે મિથ્યા છે કારણ કે માણસનું વ્યક્તિત્વ ક્યારેય પૂરું બંધાઈ ગયું હોતું નથી. માણસ પોતે ભૂતકાળ પરત્વે સચ્ચાઈ દર્શાવી શકે છે અર્થાત્ પોતે જેવો ભૂતકાળમા હતો તેવો પોતાનો સ્વીકાર કરવો જ જોઈએ. તે જ પ્રમાણે વર્તમાનકાળમા તેનાં ધ્યેયો શું છે તે પ્રમાણિકતાથી સ્પષ્ટ કરવાં જોઈએ પરંતુ વ્યક્તિનુ કે માનવજાતનું કોઈ નિશ્ચિત સ્વરૂપ કે 'સત્ત્વ' ન હોવાથી માણસનું મૂળભૂત એવુ કોઈ સ્વરૂપ નથી કે જેને જાળવી રાખવું પડે. માનવીનુ 'સ્વરૂપ' નિશ્ચિત છે તેમ માનવામાં આત્મપ્રપંચ છે.

(૬) પૂર્વગ્રહ

પૂર્વગ્રહયુક્ત માનસનું પૃથક્કરણ સાર્ત્રના પુસ્તક 'Anti-Semite and Jew'મા બહુ વિસ્તારથી કરવામા આવ્યું છે. આ પુસ્તકમાં યહૂદી-વિરોધી પૂર્વગ્રહની ચર્ચા કરવામા આવી છે. સીડની હૂકે આ પુસ્તકને એક બહુ જ સમૃદ્ધ મનોવૈજ્ઞાનિક અભ્યાસ તરીકે વર્ણવ્યું છે.

પૂર્વગ્રહ અને મંતવ્યનો તફાવત દર્શાવતાં સાર્ત્ર સૂચવે છે કે મંતવ્યો અનુભવથી ઘડાય છે અને તેની વિરુદ્ધ જતી કોઈ હકીકત

જણાયા મગે ત્યારે મંતવ્યો બદલી નાખવામાં આવે છે. મંતવ્યના પક્ષે અને વિરુદ્ધમાં દલીલો કરી શકાય છે. તેને સાબિત કરી શકાય, દઢ કરી શકાય અથવા ખોટું પુરવાર કરી શકાય. મંતવ્યો બૌદ્ધિક ક્ષેત્રોમાં હોય છે. તેથી વિરુદ્ધ, પૂર્વગ્રહ અનુભવથી ઘડાતો નથી પણ અનુભવને ઘડે છે. દા.ત. એક સ્ત્રીને એક યહૂદી વેપારી છેતરી જાય તો તે સ્ત્રી એવી દલીલ કરશે કે તે 'યહૂદી' છેતરી ગયો અને અહીં 'વેપારી' તરીકે તેને ધિક્કારવાને બદલે યહૂદી તરીકે તેને ધિક્કારવામાં આવે છે. આ હકીકત દર્શાવે છે કે પહેલા પસંદ કરેલા પૂર્વગ્રહના અનુસંધાનમા અનુભવનો અર્થ ઘટાવવામા આવે છે. પહેલા યહૂદીઓ વિશે અમુક પૂર્વગ્રહ સ્વીકાર્યા પછી યહૂદીના વર્તનને તેવા જ રૂપમાં જોવુ એ યહૂદી વિરોધી માનસનું પરિણામ છે. પૂર્વગ્રહમાં આ હકીકતોની અવગણના થાય છે, ત્યા તર્કની પ્રતિષ્ઠા નથી.

પૂર્વગ્રહ વ્યક્તિના સમગ્ર વ્યક્તિત્વ ઉપર છવાઈ જાય છે. તેનાથી વ્યક્તિની જીવનરીતિ નક્કી થાય છે. પૂર્વગ્રહ આવેગરૂપ (Emotional) જીવનરીતિ છે સાર્ત્રના આવેગના સિદ્ધાંત મુજબ વ્યક્તિ આવેગમા જગતને પોતાની નવી રીતે જુએ છે. તે પ્રમાણે તિરસ્કારને લીધે અમુક વ્યક્તિઓને 'યહૂદી' તરીકે ગણવામા આવે છે

યહૂદી વિરોધી માનસનું પૃથક્કરણ કરતા સાર્ત્ર જણાવે છે કે 'If the jew did not exit, the anti-Semite would invent him' યહૂદીઓ ન હોત તો એન્ટી-સેમાઈટ તેનું સર્જન કરશે આ વિધાન દ્વારા સાર્ત્ર એવુ સૂચવે છે કે પૂર્વગ્રહ કે દ્વેષબુદ્ધિ રાખનાર વ્યક્તિ પોતે આવી પરિસ્થિતિ માટે જવાબદાર છે યહૂદીઓનો વિરોધ કરનારાઓએ 'યહૂદીપણા'નું ભાન યહૂદીઓમાં પ્રગટાવ્યું છે. પોતાના વ્યક્તિત્વને સલામતી આપવા, પોતાના કાર્યોનું સમર્થન કરવા અને પોતાની મર્યાદાઓ છુપાવવા કે ઢાકવા માટે વ્યક્તિ પૂર્વગ્રહ અને દ્વેષ-બુદ્ધિથી વર્તન કરે છે. બીજી વ્યક્તિ કે આખો વંશ બદનામ કરીને તેનું

અવમૂલ્યન કરીને એક પ્રપંચ રચવામા આવે છે અને તેના મૂળમા માણસનો પોતાના અસ્તિત્વની માવજત કરવાનો સ્વાર્થ છુપાયેલો છે પોતાની નિષ્ફળતાની જવાબદારી બીજા ઉપર આરોપિત કરવાથી વ્યક્તિ નો અહંકાર સંતોષાય છે યહૂદીઓનો જૂથ સમાવેશ (group in volvement) શક્ય ન બનાવવા માટે ફ્રેંચ અને જર્મન લોકાએ બીજા વિશ્વયુદ્ધમા પ્રય ને કર્યા હતા યહૂદી ભલે તેવો બહાદુર હોય, ચઢિયાતો હોય તો પણ આખરે તે 'યહૂદી' છે તેનુ સ્વીકારીને 'એન્ટી-સેમાઈટ તેનો વિરોધ કરે છે 'એન્ટી-સેમાઈટ' સાર્ત્રની દષ્ટિએ કાયર છે, અ પ્રમાણિક છે કા ણ કે તે યહૂદી વિશેના પૂર્વગ્રહથી બધાઈ ગયો છે પોતાની કાય તા અથવા અસલામતી છુપાવવા માટે બીજા વશ કે ધર્મ કે જાતિના લોકો પ્રત્યે આક્રમકતા રાખવામા આવે છે યહૂદી વિરોધી વ્યક્તિ પોતે યહૂદી નથી એ જ બાબતને એ એક મહાન સિદ્ધિ ગણે છે યહૂદીઓની બધી સિદ્ધિઓ તેઓ માત્ર યહૂદી હોવાથી અવગણવામા આવે છે તે જ રીતે એન્ટી સેમાઈટની બધી નિષ્ફળતાઓ તેઓ યહૂદી નથી માટે અવગણી શકાય છે દા ત, પૈસાનો કાળજીભર્યો ઉપયોગ જો યહૂદી કરે તો એ 'લોભી' ગણાય અને બિનયહૂદી તેનુ કરે તો એ 'વિવેકબુદ્ધિવાળો' ગણાય બિનયહૂદીઓમા જે 'સ્વમાન' ગણાય એ યહૂદી ઓમા ઉદ્ધતાઈ કહેવાય પૂર્વગ્રહને લીધે સાચુ મૂલ્યાકન મળી શકતું નથી

પોતાની સામે પૂર્વગ્રહનુ અસ્તિત્વ જાણનાર યહૂદીઓનું વર્ણન પણ પ્રમાણિક અથવા અપ્રમાણિક બને છે અપ્રમાણિક યહૂદી પોતાની પરિ સ્થિતિનો બૌદ્ધિક સ્વીકાર કરવાને બદલે તેમાથી છટકી જવાનો પ્રયત્ન કરે છે યહૂદીઓમાથી કેટલાક પોતે 'યહૂદી' છે તેનુ ભાન દૂર કરવા માગે છે તેઓ પોતાનું 'યહૂદીપણું' ગુમાવીને એન્ટી સેમાઈટના સમાજ મા અનામી અસ્તિત્વ ઇચ્છે છે આ સ્થિતિ વિશે સાર્ત્ર કટાક્ષ કરે છે કે 'There is no one more anti Semetic than the jew યહૂદી વિરોધી પૂર્વગ્રહનુ પૃથક્કરણ સાર્ત્રની દષ્ટિએ તમામ પ્રકાર

ના પૂર્વગ્રહને મદિ સાચું છે. લઘુમતી કોમને કે અન્ય ધર્મની પ્રજાને કચડી નાખી પોતાનું વર્ચસ્વ જાળવવાની વૃત્તિને લીધે આ આત્મપ્રપંચ સર્જાય છે.

(૭) અસ્તિત્વલક્ષી મનોવિશ્લેષણ Existenlial Psycho-analysis

ફ્રોઇડના મનોવિશ્લેષણની જેમ સાર્ત્ર પણ મનોવિશ્લેષણનું દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે. જો કે સાર્ત્ર આ સંદર્ભમાં કોઈ સ્વતંત્ર પુસ્તક લખ્યું નથી પરંતુ તેમના 'Being and Nothingness' પુસ્તકમાં તેનો ખાસ નિર્દેશ કરવામાં આવ્યો છે.

સાર્ત્ર ચેતનાના સ્વરૂપ ઉપરથી એવો નિર્ણય તારવે છે કે ચેતનરૂપ અસ્તિત્વ (For itself) વસ્તુરૂપ (In itself) બની જવા માગે છે અર્થાત્ ચેતના નિષેધક છે—સામગ્રી વગરની છે—વસ્તુઓ સમક્ષ ઉપસ્થિત થાય છે; પરિણામે ચેતના પોતાની શૂન્યતાને સમૃદ્ધ કરવા માગે છે. વસ્તુઓથી ભરી દેવા માગે છે. તમામ માનવપ્રવૃત્તિઓનો હેતુ વસ્તુઓને પોતાની કરી લેવાનો (Appropriation) છે. વ્યક્તિ વસ્તુઓ પોતાની કરીને તેની સાથે તાદાત્મ્ય કેળવવા માગે છે અને આમ વસ્તુમય થઈ જવાની તીવ્ર ઝંખના મનુષ્યવર્તનનું એક પ્રેરકબળ છે પરંતુ અંતે વ્યક્તિને અસંતોષ જ રહે છે કારણ કે ચેતના અને વસ્તુઓ વચ્ચે હમેશાં અંતર જ રહે છે. સાર્ત્ર આમ સમૃદ્ધ અને માલિકીની વૃત્તિને મૂળભૂત પ્રેરણા માને છે. કલાકાર પ્રતિમા બનાવે ત્યારે એને બેવડો આનંદ થાય છે, એક તો આ સર્જનમાં પોતાનો ફાળો છે અને સર્જનના પરિણામરૂપ જે કલાકૃતિ ઉદ્‌ભવી તેની માલિકીનો સંતોષ છે. જ્ઞાન, ખાવુંપીવું, જાતીય ક્રિયા, કલા વગેરે બધી પ્રવૃત્તિઓમાં મૂળ હેતુ તેના વિષયને પામવાનો, ઉપભોગ કરવાનો, તેમાંથી આનંદ મેળવવાનો અને વસ્તુઓની માલિકી મેળવી લેવાનો છે ચેતના સ્વયં વસ્તુરૂપ નથી માટે વસ્તુઓ પામીને તે પોતાનું સત્ જાળવી રાખવા માગે છે. વસ્તુ મેળવ્યા પછી તેના માલિક અને તે વસ્તુ વચ્ચે એકત્વનો સંબંધ સ્થપાય છે. અધૂરી ઇચ્છાઓ વસ્તુઓને

પામીને પૂર્ણ થાય છે. તેમ છતાં અસંતોષ રહ્યા જ કરે છે કારણ કે સાર્ત્રની વિચારણા મુજબ તાત્ત્વિક દૃષ્ટિએ મેનનાનું લક્ષ્ય સંપૂર્ણ રીતે વસ્તુમય જગતને પામી લેવાનું છે. આ આદર્શ અંતે મિથ્યા (For-it self-in-itself) છે

સાર્ત્રે અસ્તિત્વવાદી મનોવિશ્લેષણની માત્ર રૂપરેખા જ આપી છે. તેમણે ચિકિત્સાલક્ષી સંશોધનો કર્યા નથી. ફ્રૉઇડ અને સાર્ત્રના સિદ્ધાંતોનાં સામ્ય અને ભિન્નતાનો રસપ્રદ અભ્યાસ હેઝલ બાર્ન્સે કર્યો છે તેની કેટલીક લાક્ષણિકતાઓ રજૂ કરીએ:

(૧) ફ્રૉઇડ અને સાર્ત્ર વર્તનવાદીઓથી વિરુદ્ધ છે. કોઈ પણ વર્તનને માત્ર અમુક ઉદ્દીપકો સામે અમુક યાંત્રિક પ્રતિક્રિયારૂપે ગણી શકાય નહીં. માણસના વર્તનનો સમગ્રતા(totality)ના દૃષ્ટિકોણથી અભ્યાસ થવો જોઈએ. (૨) બન્ને સિદ્ધાંતમાં માત્ર વારસાગત અને શરીરબંધારણના ઘટકો કરતાં વ્યક્તિની આંતરિક પ્રેરણાના તત્ત્વને વધુ મહત્ત્વ આપવામાં આવે છે. (૩) બન્ને સિદ્ધાંતમાં દરેક વ્યક્તિની 'ઐતિહાસિક પરિસ્થિતિ'ને મહત્ત્વની ગણવામાં આવે છે. વ્યક્તિને ચોક્કસ સામાજિક અને ભૌતિક પરિસ્થિતિમાં જીવવાનું છે અને દરેક વ્યક્તિ જુદી જુદી રીતે આ પરિસ્થિતિ સાથેના અનુકૂલનની રીતો ઉપયોગમાં લે છે, પરિણામે વ્યક્તિનું માનસપૃથક્કરણ તેની સમગ્ર પરિસ્થિતિના સંદર્ભમાં જ થઈ શકે. (૪) વ્યક્તિ પોતાને જે રીતે સમજી શકે તેના કરતાં બીજી વ્યક્તિ (માનસચિકિત્સક) તેને વધારે તટસ્થતાથી સમજી શકે તેવું સાર્ત્ર ફ્રૉઇડની જેમ માને છે. (૫) ફ્રૉઇડની જેમ સાર્ત્ર માને છે કે વ્યક્તિનું બાહ્ય વર્તન તેના આંતરિક માનસિક જીવનને જુદે જુદે રૂપે અભિવ્યક્ત કરે છે.

ફ્રૉઇડ અને સાર્ત્રના સિદ્ધાંતોની તુલના કરતાં તેમની ભિન્નતાની ઘણી રસપ્રદ બાબતો મળી આવે છે. ફ્રૉઇડે નિયતિવાદ સ્વીકાર્યો વ્યક્તિને ભૂતકાળમાં થયેલા અનુભવો તેના વર્તમાન અને ભાવિના વ્યક્તિત્વના ઘડતરના પાયામાં છે તેવું ફ્રૉઇડે જણાવ્યું. ઉપરાંત ફ્રૉઇડે બાલ્યાવસ્થાના

અનુભવોમાં જાતીયતા(Sexuality)ને વધારે 'મહત્વનું તત્વ ગણ્યું જાતીય આનંદને શરીરના સ્પર્શસુખના સંદર્ભમાં સમજાવતા ફ્રૉઇડે બાળકોને પોતાના શરીરના સ્પર્શથી થતાં સુખ અર્થાત્ આત્મરતિથી માંડીને જાતીય વિકાસના જુદા જુદા તબક્કાઓ વર્ણવ્યા અને મૂળભૂત કામના (Libido) જુદે જુદે રૂપે કેવી રીતે કાર્યરત થાય છે તે સ્પષ્ટ કર્યું છે સાર્ત્ર જાતીય પ્રેરણાને આટલું બધું મહત્વ આપતા નથી તેમના મતે માણસની મૂળ પ્રેરણા માલિકીની છે પોતાની વસ્તુ કરી લેવાની છે આ સંદર્ભમાં વ્યક્તિ પોતાની કોઈ મૂળભૂત જીવનરીતિ (Project of Being) પસંદ કરી લે છે અને તેને પરિણામે તેની વાસ્તવિક પસંદગીઓ ઘડાય છે સાર્ત્ર બાલ્યાવસ્થાની જાતીયતાને આધારે વ્યક્તિત્વનો તમામ વિકાસ સમજાવવાની શક્યતા નકારે છે માણસે જે કંઈ થવાનું છે તે બધું બાલ્યાવસ્થામાં નક્કી થઈ જાય છે અને બાકીનો વિકાસ માત્ર અપ્રગટ શક્યતાને પ્રગટ કરવા પૂરતો જ છે તેવું નિયતિવાદી દૃષ્ટિબિંદુ એ સ્વીકારતા નથી કારણ કે અસ્તિત્વવાદના સિદ્ધાંત પ્રમાણે માણસનું કોઈ મૂળભૂત સ્વરૂપ ક્યારેય ઘડાતું નથી એટલે માણસની મુક્તિને કોઈ પણ ભૌતિક કે સામાજિક પરિબળોનું નિયંત્રણ રોકી શકતું નથી

સાર્ત્ર અને ફ્રૉઇડના મનોવિજ્ઞાનમાં સહુથી મહત્વનો ફરક 'અચેતન મનના ખ્યાલ' વિશેનો છે આ ખ્યાલ ફ્રૉઇડના મનોવિજ્ઞાનના કેન્દ્રમાં છે સાર્ત્ર 'અચેતન'નું અસ્તિત્વ જ સ્વીકારતા નથી સાર્ત્ર આત્મપ્રવંચનનો ખ્યાલ સ્વીકારે છે પરંતુ ચેતન સપાટીએ જ માણસ એ જાતની ઇચ્છાઓનું દમન કરે છે તેવું સાર્ત્ર માને છે દમન થએલી વસ્તુનું ભાન ન હોય તો પછી દમન કરનાર તેનાથી કઈ રીતે પીડાય તે સમજાતું નથી તે ઉપરાંત ફ્રૉઇડે જે નિયામક(Censor)નો ખ્યાલ રજૂ કર્યો તેમાં મુશ્કેલી એ છે કે અચેતનમાંથી ઉત્પન્ન થતી ઇચ્છાઓને આ સેન્સર રોકી રાખે છે અને ચેતનસપાટીએ લાવતો નથી તો પછી સેન્સર પોતે ચેતનરૂપ હોવો જોઈએ તેવું ફલિત થાય છે ફ્રૉઇડના સિદ્ધાંત

મુજબ અચેતનમાં ઉત્પન્ન થતી ઇચ્છાઓ વેશાંતર કરીને અથવા પ્રતીકાત્મક રૂપ ધારણ કરીને વર્તનમાં પ્રગટતી જાય છે, પરંતુ સાર્ત્ર આ બાબતની ટીકા કરતાં સૂચવે છે કે મનના આવા બિલકુલ જુદા બે સ્તરોનાં સંયોજન અને સમન્વય કઈ રીતે થઈ શકે?

સાર્ત્ર આ સંદર્ભમાં ચેતના અને જ્ઞાનનો ફરક પાડે છે. વ્યક્તિને અમુક બાબતનું ભાન (awareness) હોય પરંતુ તે તેના ચિત્તની સપાટીએ સ્પષ્ટ રૂપમાં ઉપસ્થિત ન હોય તેવું શક્ય છે. એટલે માનસચિકિત્સકનું કાર્ય વ્યક્તિને પોતાને વિશેનું જે ભાન છે તેને જ્ઞાનમાં ફેરવી નાખવાનું છે.

સંક્ષિપ્તમાં (૧) ફ્રૉઈડ મૂળભૂત કામના(Libido)ને પ્રેરણાશક્તિ ગણે છે ત્યારે સાર્ત્રના મત પ્રમાણે વ્યક્તિ જીવન સમક્ષ વ્યવહાર કરવાની જે અમુક રીત પસંદ કરે છે તેના પરિણામ રૂપે તેનું વર્તન સમજી શકાય. (૨) ફ્રૉઈડ નિયતિવાદ સ્વીકારે છે, સાર્ત્ર સ્વાતંત્ર્યનો સિદ્ધાંત સ્વીકારે છે. (૩) ફ્રૉઈડ અચેતન અને ચેતનનો વિરોધ તેના સિદ્ધાંતમાં મૂળભૂત ગણે છે પરંતુ સાર્ત્ર ચેતનસપાટીએ જ માત્ર ભાન અને જ્ઞાનનો ફરક પાડે છે.

અસ્તિત્વલક્ષી માનસપૃથક્કરણનો મૂળ સિદ્ધાંત એ છે કે માણસનું વર્તન સમગ્ર પરિસ્થિતિના સંદર્ભમાં સમજવાનું જરૂરી છે. તેનો હેતુ વ્યક્તિના જુદા જુદા પ્રકારના વર્તનનુ નિરીક્ષણ કરીને તેનો અર્થ ઘટાવવાનો છે. માણસની ચેતનામાં પ્રગટતી ઇચ્છાઓ ત્રણ સ્વરૂપની હોય છે: કશુંક કરવાની (doing), કશુંક મેળવવાની (having) અને કશુંક થવાની (being) ઘણી વખત મૃત્યુ પામેલી વ્યક્તિની વસ્તુઓ તેની સાથે દફનાવવામાં આવતી. માણસની માલિકીની મૂળ ઇચ્છા આ ઘટનાનું કારણ છે તેમ સાર્ત્ર માને છે. વસ્તુઓ મેળવીને 'સ્વ'(self)નો વિસ્તાર કરવામાં આવે છે.

સાર્ત્રે 'વસ્તુઓના માનસપૃથક્કરણ'(Psycho analysis of things)નો સિદ્ધાંત રજૂ કરે છે વસ્તુઓમાં જે ગુણો છે તેનું પણ વ્યક્તિઓ માટે અમુક રહસ્ય છે, વસ્તુઓનો વ્યક્તિઓ માટે અમુક પ્રતીકાત્મક અર્થ છે દા ત, 'ચીકણું કે સુંવાળુ, ઘન અને પ્રવાહીના મિશ્રણ જેવુ (Slimy–viscous) એ ગુણનુ વર્ણન કરતા કહે છે કે આવી વસ્તુને પકડવા જતા અથવા હાથમા લેવા જતા એક જાતનો વિચિત્ર અનુભવ થાય છે માણસ વસ્તુને પચાવી પાડવા માગે છે એ સાર્ત્રની મુખ્ય નીતિ છે પ તુ આ વર્ણનમા સાર્ત્ર એમ કહેવા માગે છે કે આ ચીકણી સુંવાળી વસ્તુઓ જાણે કે વ્યક્તિને પરવશ બનાવી દે છે 'The viscous possesses me આવા ગુણ ધરાવતી વ્યક્તિઓ પ્રત્યે ઘણીવાર ઘૃણા ઉપજે છે આ દૃષ્ટાન્ત ઉપરથી સાર્ત્ર એમ સૂચવે છે કે વ્યક્તિનું અમુક વસ્તુઓ પ્રત્યેનુ વલણ પણ તેના માનસપૃથક્કરણ માટે અગત્યનું છે વ્યક્તિને શું ગમે છે, તેને વસ્તુનો કયો રંગ ગમે છે, વસ્તુનો કયો ગુણ કેટલા પ્રમાણમા ગમે છે વગેરેનુ જ્ઞાન મનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ અગત્યનું છે

અસ્તિત્વવાદની મનોવિજ્ઞાન ઉપર જે અસર થઈ રહી છે તેનુ મૂલ્યાંકન કરવુ અત્રે આવશ્યક નથી, પંતુ ફ્રૉઈડ ઉપરાંત સાર્ત્રના મતવ્યો આ સદીના ઘણા અગત્યના મનોવૈજ્ઞાનિકો જેવા કે ફ્રોમ, હોર્ની, એડલર વગેરે સાથે સામ્ય અને ફરક ધરાવે છે હર્શલની અનુભવ-મીમાંસાની અસર હેઠળ '*Phenomenological Psychiatry*'મા સંશોધનો શરૂ થયા છે જેમા મીન્કોવસ્કી, ગેબસાટલ અને ઈરવીન સ્ટ્રાઉસ નો સમાવેશ થાય છે બીજા કેટલાક '*Existential Analysts* છે જેમા બીનસ્વાગર, મેડાર્ડ બોસ અને રોના ડ કુહનનો સમાવેશ થાય છે

સાર્ત્રના મનોવિજ્ઞાન વિશે હેઝલ બાર્ન્સનું મહત્ત્વનુ વિધાન મનનીય છે

"In any study of human being as such, it is

difficult to say where philosophy ends and psychology begins This is particulary true of existentialism."

## ૬. સાર્ત્રના અસ્તિત્વવાદનું મૂલ્યાંકન

અસ્તિત્વવાદ કોઈ ફેશન ખાતર સ્વીકારવાની વિચારસરણી નથી. બુદ્ધિજીવી ગણાવા માટે અસ્તિત્વવાદ વિશે શિષ્ટાચાર ખાતર પણ કશુંક જાણવું જોઈએ અથવા તો વ્યક્તિ જે ક્ષેત્રમાં છે તેમાં અસ્તિત્વવાદને કોઈક રીતે સ્થાન આપવું જોઈએ એમ માનનાર વ્યક્તિઓ કોઈ ને કોઈ બહાને અસ્તિત્વવાદી શબ્દો કે વાક્યોનું આયોજન કરીને તત્ત્વજ્ઞાન વિશે કશુંક જાણ્યાનો વ્યર્થ આ મસંતોષ મેળવે છે. સાર્ત્રની પોતાની કબૂલાત મુજબ અસ્તિત્વવાદ તત્ત્વજ્ઞાનનો એક સમ્પ્રદાય છે. અને બીજા વિશ્વયુદ્ધની ભયાનકતાનો તે આવેશાત્મક પ્રત્યાઘાત નથી. અસ્તિત્વવાદમાં સારા નરસાનો ભેદ નથી, અસ્તિત્વવાદીઓ નાસ્તિક છે, રસ્તો ભૂલેલા વિચારકો છે અથવા તો ચાર્વાકવાદીઓ છે તેવા બધા આક્ષેપો પાયા વગરના છે તેવો લેખકનો મત છે. સાર્ત્રનો અસ્તિત્વવાદ મૂળભૂત રીતે તો એક તાત્ત્વિક (Metaphysical) સિદ્ધાંત છે એટલે જેમ પ્લેટો કે એરિસ્ટોટલ કે કાન્ટના સિદ્ધાંતોની બૌદ્ધિક આલોચના કરી શકાય છે તેમ સાર્ત્રના સિદ્ધાંતનું પણ તાત્ત્વિક મૂલ્યાંકન કરી શકાય છે. તેની મર્યાદાઓ અને દોષો તાત્ત્વિક વિવેચનની પરમ્પરા પ્રમાણે જુદા તારવી શકાય છે. સાર્ત્રના કે બીજા કોઈ અસ્તિત્વવાદને કોઈ ખાસ પક્ષપાતને કારણે સર્વોપરિતા આપવાની જરૂર નથી; તે જ પ્રમાણે કોઈ આધ્યાત્મિક ગર્વને લીધે આ વિચારધારાને નૈતિક રીતે બદનામ કરવાનો કોઈ હેતુ હોવો ન જોઈએ. તત્ત્વજ્ઞાનમા અદ્વૈતવાદ જ સાચુ જીવનરહસ્ય આપી શકે: એટલે અસ્તિત્વવાદમા જે નિષ્ફળતા કે હતાશા છે તે અદ્વૈતના અસ્વીકારને લીધે છે તેવુ માની શકાય નહીં. સાર્ત્રના સિદ્ધાંતોમા રહેલી મુશ્કેલીઓ અને ખામીઓ પૉલ રોબિકશેક, ડેસન અને કોલીન વિલસને સચોટ રીતે રજૂ કરી છે.

મારી દૃષ્ટિએ આ ટીકાઓ સાચી છે અને સાર્ત્રના તત્ત્વજ્ઞાનમાંથી તેનો બચાવ કરવાનું શક્ય નથી. તેમ છતાં હું એવું માનું છું કે સાર્ત્રના અસ્તિત્વવાદની ટીકા તાત્ત્વિક ભૂમિકાએ જ થવી જોઈએ. અસ્તિત્વવાદ સ્વીકારવાથી નૈતિક અરાજકતા ફેલાશે અથવા તો લોકો નાસ્તિક બની જશે અથવા તો કોઈને કશી બાબત પર શ્રદ્ધા નહીં રહે તેવું દર્શાવીને તેનું મૂલ્યાંકન ન થઈ શકે તેવું હું માનું છું. કોઈ સિદ્ધાંતનાં પરિણામો ઉપરથી તેના તત્ત્વ વિશે નિર્ણય ન થઈ શકે. તે જ પ્રમાણે તેના ઉદ્ભવની પરિસ્થિતિ ઉપરથી પણ તેના મૂલ્ય વિશે કશું ન કહી શકાય. અસ્તિત્વવાદ વિશ્વયુદ્ધની ભૂમિકાએ ઘડાયો હતો તે સ્વીકારવાથી એવું ફલિત થતું નથી કે તેનું સિદ્ધાંત તરીકેનું સત્ય કે મહત્ત્વ પાંચ કે દસ વર્ષ ચાલે તેટલું જ હોય.

પૉલ રોબિકઝેક 'Existentialism–For and Against' (1964)માં સાર્ત્રના અસ્તિત્વવાદની ટીકા કરતાં દલીલ કરે છે કે સાર્ત્રનો અસ્તિત્વવાદ નિરપેક્ષ (Absolute) સિદ્ધાંત છે. 'અસ્તિત્વ સત્ત્વ પહેલાં આવે છે' આ વિધાન સાર્ત્રના સિદ્ધાંતના પાયામાં છે. પરિણામે માણસના અસ્તિત્વનો અભ્યાસ એ જ અસ્તિત્વવાદનો મુખ્ય વિષય છે. હવે પ્રશ્ન એ થાય છે કોના અસ્તિત્વનો અભ્યાસ કરવો? જો આ કે તે વિશિષ્ટ અસ્તિત્વનો અભ્યાસ કરવો પડે તો માત્ર જીવનવૃત્તાંત કહેવાય, તત્ત્વજ્ઞાન નહીં. અને જો માનવીના અસ્તિત્વનાં સામાન્ય લક્ષણનો અભ્યાસ કરીએ તો પછી એ અભ્યાસ 'સત્ત્વ'નો અભ્યાસ ગણાશે કારણ કે સત્ત્વ એટલે જે નિશ્ચિત, સાર્વત્રિક અને સામાન્ય છે તે. પરિણામે માત્ર અસ્તિત્વનો અભ્યાસ થઈ જ શકે નહીં. બધા અસ્તિત્વવાદીઓ અમુક અંશે 'સત્ત્વવાદીઓ' (Essentialists) ગણવા પડે. પૉલ રોબિકઝેકના મતે સાર્ત્રના અસ્તિત્વવાદ સામેની તાત્ત્વિક મુશ્કેલીઓ નીચે મુજબ રજૂ કરી શકાય:

(૧) સત્ત્વ અને અસ્તિત્વનો ભેદ પાડીને સાર્ત્ર એમ દર્શાવવા

માગે છે કે માનવીની બાબતમાં અસ્તિત્વ સત્ત્વ પહેલાં આવે છે. ટેબલ બનાવવું હોય તો પહેલાં તેનો ઘાટ (સત્ત્વ) મનમાં ઘડી લેવો પડે છે અને તે યોજના પ્રમાણે ટેબલને અસ્તિત્વ આપવામાં આવે છે. માણસ માટે આવી કોઈ પૂર્વયોજના બની નહીં અને કોઈ દૈવી તત્ત્વે માણસનું આવું કોઈ સત્ત્વ ઘડ્યું નથી. સાર્ત્રની આ દલીલમાં તથ્ય જણાતું નથી કારણ કે (ક) અસ્તિત્વ 'પહેલાં' આવે છે એમ જો માનીએ તો 'સત્ત્વ' પછી ક્યારેક પણ ઘડાતું હોવું જોઈએ તેમ માનવું પડે—અલબત્ત પછી આ 'સત્ત્વ' પોતાના મુક્ત પ્રયત્નોથી ઘડાતું હોય. પરંતુ સાર્ત્રના પછીના સિદ્ધાંતમાં આવો કોઈ ઉલ્લેખ આવતો જ નથી. માણસને જે સ્વાતંત્ર્ય છે તેને પરિણામે એ ત્યારે પોતાનું આખું જીવન છિન્નભિન્ન થાય તેવા નિર્ણયો લઈ શકે છે. તો પછી આ પરિસ્થિતિમાં માણસ પોતાનું 'સત્ત્વ' ઘડે છે તેમ કહેવું વાજબી છે? તે ઉપરાંત 'સત્ત્વ'નો અર્થ શું? 'સત્ત્વ' એટલે જુદી જુદી વિશિષ્ટ વસ્તુઓમાં રહેલ સમાન 'તત્ત્વ'. દા.ત. જુદા-જુદા ટેબલમાં અમુક સમાન 'ટેબલત્વ'ને સત્ત્વ ગણી શકાય. પણ 'સત્ત્વ'નો આવો અર્થ લઈએ તો પછી દરેક વ્યક્તિ માટે તેનું અસ્તિત્વ પહેલાં આવે છે અને પછી 'સત્ત્વ' ઘડાય છે તેમ કહેવાનો અર્થ એવો થશે કે દરેક વ્યક્તિ પોતાનું જુદું સત્ત્વ ઘડે છે. આ પણ વિચિત્ર પરિણામ છે. 'સત્ત્વ' અને 'અસ્તિત્વ'નો ભેદ સાર્ત્ર અમુક હદથી વધુ સ્પષ્ટ કરી શક્યા નથી કારણ કે (ખ) સાર્ત્ર 'સત્ત્વ'નું નિર્માણ કોણ કરે છે તે બાબત સ્પષ્ટતા કરતા નથી.

[મારી દૃષ્ટિએ આ જ ટીકાને બીજી રીતે રજૂ કરી શકાય. સાર્ત્ર કહે છે કે અસ્તિત્વ પહેલાં આવે અને સત્ત્વ પછી આવે. માણસને જો સાર્ત્ર કલ્પે છે તેવું સ્વાતંત્ર્ય હોય તો 'સત્ત્વ' પણ માણસ પોતાની મરજી મુજબ ઘડી શકે. પરંતુ આમ હોય તો 'સત્ત્વ' શબ્દનો અર્થ કશો રહેતો નથી તે વ્યક્તિગત બની જાય છે. સાર્ત્રના સિદ્ધાંતમાં આ બાબત ઘણી અસ્પષ્ટતા છે. એક બાજુ સાર્ત્ર એમ જણાવે છે કે દરેક માણસ પોતાની પસંદગી કરે

ત્યારે તે બધાં માણસો માટે પસંદગી કરીને મૂલ્ય ઉપજાવે છે. બીજી બાજુ સાર્ત્ર એમ પણ જણાવે છે કે માણસના અસ્તિત્વને કોઈ આધાર નથી. દરેક વ્યક્તિ એકલી છે અને તેની પસંદગી સાવ અંગત છે. બીજું, સાર્ત્ર અમુક વિધાનો માનવ અસ્તિત્વ વિશે કરે છે—જેવાં કે માણસ હંમેશાં સ્વતંત્ર છે; તેના અસ્તિત્વને આધાર નથી; તમામ માનવધર્મસંબંધિ સંઘર્ષથી ખરડાયેલા છે—આ વિધાનો સાર્વત્રિક છે. માત્ર ફ્રેન્ચ લોકોને એ લાગુ પડતા નથી. એટલે મને બે પ્રશ્નો થાય છેઃ (૧) માનવસ્વભાવ વિશે સાર્ત્રના વિધાનો શું માણસનું મૂળભૂત 'સત્ત્વ' (Essence) રજૂ કરતાં નથી? (૨) ઈશ્વરના મનમાં માણસનાં સ્વરૂપ કે સત્ત્વ વિશે કશો ખ્યાલ ન હોઈ શકે કારણ કે ઈશ્વર નથી અને માણસને આવું કોઈ નિશ્ચિત સત્ત્વ નથી એમ કહેનાર સાર્ત્ર શુ પોતે માનવીના અસ્તિત્વ વિશેનાં સાર્વત્રિક લક્ષણો નક્કી કરતા નથી? અને જો તેમ હોય તો સાર્ત્ર અસ્તિત્વવાદી છે કે સત્ત્વવાદી?]

સાર્ત્ર લખે છેઃ 'અસ્તિત્વ ધરાવતી બધી વસ્તુઓ કારણ વગર ઉત્પન્ન થઈ છે, નબળાઈને લીધે ટકી રહે છે અને અકસ્માતને કે અન્ય કારણે નાશ પામે છે. જન્મ અને મૃત્યુ નિરર્થક છે'. પૉલ રોબિન્ઝોક માને છે સત્ત્વને બહાર રાખીને માત્ર 'અસ્તિત્વ' ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાથી આવો જ નિર્ણય આવે છે. સાર્ત્ર શૂન્યવાદી છે એમ અમુક અંશે કહી શકાય. માનવજીવનની અને આ જગતની અર્થહીનતા જો સ્વીકારીએ તો પછી જીવન અર્થયુક્ત છે કે અર્થહીન એમ નક્કી કરવાનાં ધોરણો હોઈ શકે ખરાં? કોના જીવનનો અર્થ હોવો જોઈએ? જીવનને કઈ દૃષ્ટિએ અર્થ હોવો જોઈએ? અર્થહીનતા (Absurdity) સાપેક્ષ છે કે નિરપેક્ષ? વિજ્ઞાનયુગમાં માણસોનું જીવન યંત્રવત્ બની ગયું છે. વિરાટ સમાજમાં વ્યક્તિનું કંઈ મૌલિક જીવન શક્ય નથી. આવા સંદર્ભમાં ઘણા વિચારકો જીવન અર્થહીન છે તેવું માને છે. લેખકને એક પ્રશ્ન મૂંઝવે છે. 'શું વીસમી સદીનાં માણસોનું જ જીવન અર્થહીન છે

તેમ કહી શકાય ?' લેખક એમ પણ માને છે કે સારું જીવન એ જ સારું એમ સાબિતી વગર ધારી લેવાથી, આધુનિક માનવીનું જીવન જટિલ છે માટે અર્થહીન છે અથવા મૂલ્યોનુ પતન થઈ રહ્યુ છે તેમ માનવામા માન દુરાગ્રહ જ છે 'જીવન અર્થહીન છે' એમ માનવામા 'અર્થ' (Meaning) એટલે શુ તે સ્પષ્ટતા કરી લેવી જોઈએ 'Absurdity' વિશે લખનાર સાર્ત્ર અને અન્ય લેખકોમા આવુ કોઈ પૃથક્કરણ જણાતું નથી.

સાર્ત્રની જ્ઞાનમીમાસા અને તત્ત્વમીમાસાની સપૂર્ણ સમીક્ષા વીતફીડ ડેસને 'The Tragic Finale'મા કરી છે તેમના કેટલાક મુદ્દાઓ વિશે વિચારીએ (૧) સાર્ત્ર 'Non Being' (અસત્) અને 'Negation' (નિષેધ) એ બન્ને વચ્ચે ગૂચવાયા છે માનવચેતના પ્રશ્નાર્થક અને નિષેધક વિધાનો કરી શકે છે એટલે કે વસ્તુનો અભાવ જાણી શકે છે પરતુ તેના ઉપરથી માનવચેતના સ્વય શૂન્યરૂપ છે, તેના હાર્દમા 'અસત્' છે અને સત્રૂપ જગતમા તે 'અસત્' દાખલ કરે છે તેવુ ફલિત થતું નથી. જો ચેતના અસત્ રૂપ હોય તો સાર્ત્ર ચેતનાના જે જે કાર્યો વર્ણવે છે તે અશક્ય બની જાય છે સાર્ત્રે પ્લેટોના 'Sophist' નામનો સવાદ ધ્યાનપૂર્વક વાચવો જોઇએ તેવુ ડેસનનુ મતવ્ય યોગ્ય છે પ્લેટોએ 'Non-Being means a different Being' તેવો સિદ્ધાત આપ્યો છે નિષેધ કરવો એટલે ભિન્નતા દર્શાવવી સાર્ત્ર ચેતના વસ્તુરૂપ નથી તેમ કહે છે ત્યારે ચેતના વસ્તુઓથી જુદા પ્રકારનુ અસ્તિત્વ ધરાવે છે તેમ સમજવુ જોઈએ વસ્તુરૂપ નથી માટે ચેતનાને પોતાનુ કોઈ 'સ્વરૂપ' નથી તેવો સાર્ત્રનો સિદ્ધાત અસ્વીકાર્ય છે

(૨) સાર્ત્ર ચેતનાને નિર્વૈયક્તિક અને નિરપેક્ષ માને છે 'હું છુ' એવું ભાન આપણી ચેતનામા અંતર્ગત છે અને 'હું (Ego)ની કોઈ પણ પ્રકારની વ્યાખ્યા કે પૂરતી સમજૂતી કદાચ ન આપી શકાતી હોય તો પણ આપણામા 'હુ છુ, અને મારા કાર્યોનો કર્તા છુ' તેવુ ભાન અનિવાર્ય છે પરિણામે 'અહમ્(Ego)નું અસ્તિત્વ માત્ર મનનાત્મક

ચેતનાના પરિણામે ઉદ્ભવે છે તેમ માનવામાં સાર્ત્રની ભૂલ છે. આ મંતવ્ય સંપૂર્ણ રીતે યોગ્ય છે તેવું લેખક માને છે.

જો કે ડેસન જ્યારે એમ જણાવે છે કે સાર્ત્રનું તત્ત્વજ્ઞા- કરુણ નિષ્ફળતા છે ત્યારે લેખક તેની સાથે સહમત નથી કારણ પણ તત્ત્વજ્ઞાનની સંપૂર્ણ સફળતા કે નિષ્ફળતા જાણવાની આપણી પાં પ્રમાણભૂત કસોટીઓ નથી. આ સંદર્ભમાં 'Philosophy To (1960) એ પુસ્તકના લેખક જોસ ફેરેટર મોરા સાથે લેખક સહમત છે સર મોરાને મતે, પશ્ચિમના તત્ત્વજ્ઞાનમાં વીસમી સદીમાં ત્રણ મુખ્ય ત વિચારધારાઓ છે અને તેની વચ્ચેથી કેટલેક અંશે ભૌગોલિક દૃષ્ટિ પણ સમજવાની છે. પશ્ચિમ યુરોપમાં એટલે કે મુખ્યત્વે ફ્રાંસ અને જર્મ માનવતાવાદી તત્ત્વજ્ઞાન છે. એંગ્લો-અમેરિકન જગતમાં (મુખ્યત્વે અંગ્રે અને યુ.એસ.એમાં) પૃથક્કરણાત્મક અને વિજ્ઞાનાભિમુખ તત્ત્વજ્ઞાન છે રશિયામાં 'સમાજલક્ષી' તત્ત્વજ્ઞાન છે.